# પ્રસ્તાવના

અહિંસા દર્શનના પહેલા બે ભાગ ગયા વર્ષે બહાર પડ્યા હતા. તેનો આ ત્રીજો ભાગ આ વર્ષે બહાર પાડવામાં આવે છે. આ ભાગ ખાસ મહત્વનો એટલા માટે છે કે તેમાં આપણી એક ખાસ ગેર સમજુતી દૂર કરવામાં આવી છે.

ફોડીકમ્મે શબ્દના અર્થમાં જમીન ખેડવાનો સમાવેશ કરવામાં આવે છે અને તેથી ખેતીને મહારંભ તરીકે ગણવામાં આવે છે તે મોટી ભુલ છે તે મહારાજશ્રીએ આ ભાગમાં ઘણી જ સ્પષ્ટતાથી સમજાવેલ છે. તો તે પ્રમાણે સર્વે પ્રતિક્રમણના પુસ્તકોમાં અર્થમાં ફેરફાર કરવામાં આવશે એવી આશા છે.

વાંચકો આ પુસ્તકને ધ્યાનથી વાંચીને બરાબર હૃદયમાં ઉતારશે એમ ઇચ્છીએ છીએ.

જૈન સિદ્ધાંત સભા

# અનુક્રમણિકા

૧

# માનવજીવન અને કૃષિ

જૈન ધર્મ ઘણો વિશાળ અને પ્રાચીન ધર્મ છે. તેણે હજારોનું જ નહિ, લાખો કરોડો જનતાનું કલ્યાણ કર્યું છે. જૈન ધર્મે જનતાને જીવનનો સાચો માર્ગ બતાવ્યો છે અને ભૂલેલા યાત્રીઓ જે ખોટે રસ્તે ચાલતા હતા તેમને બતાવ્યું છે કે તમે એ રસ્તે ચાલી તો રહ્યા છો પરંતુ અંતે તમારે સત્યના માર્ગે ચાલવું જ પડશે અને ત્યારે જ તમે તમારા ધ્યેય સુધી પહોંચી શકશો. એવા આ મહાન-જૈન ધર્મ વિષે જનતાના મનમાં એક પ્રશ્ન ઉદ્‌ભવી રહ્યો છે કે તે ધર્મ કેવળ આદર્શવાદી જ છે કે પછી યથાર્થવાદી પણ છે? શું તે આદર્શોના નિર્મળ આકાશમાં જ ઉડે છે કે જીવન-વ્યવહારની સત્યભૂમિ પર પણ ઉતરે છે?

ઘણી વાર આપણે જોઈએ છીએ કે આદર્શ આદર્શ જ બની રહે છે અને ઉચ્ચતા ઉચ્ચતા જ બની રહે છે તે જીવનમાં ઉતરનાર, જીવનની સમસ્યાને ઉકેલનાર વાસ્તવિકતાની ભૂમિકા ઉપર ઉતરતો જ નથી. કેટલાક સિદ્ધાંતો એવા હોય છે કે જે ઘણે ઊંચે ઊડે છે, આકાશમાં ચાલે છે, પરંતુ જીવનના સાચા ધરાતલ ઉપર ઉતરતા નથી, તેમાં જનતાની સમસ્યાઓનું સાચું સમાધાન કરવાની ક્ષમતા હોતી નથી.

તેથી ઉલટું કેટલાક સિદ્ધાંતો યથાર્થવાદી હોય છે. તે જનતાની આવશ્યકતાઓનું, સમાધાનની રીતે જ બરાબર સમાધાન કરે છે. બાળકોની, વૃદ્ધોની અને યુવકોની શી સમસ્યાઓ છે? ભૂખે મરતી જનતાની શો સમસ્યા છે?—આ બધી બાબતો ઉપર ઊંડાણથી ઉતરીને વિચાર કરવો તે જ તેનું સર્વોપરી લક્ષ્ય હોય છે.

તો પછી સમાજનું ચિત્ત કયાં કેન્દ્રિત થશે? તે કયાં ટકી શકશે? શુ કોરી વાતો, કોરા આદર્શવાદ ઉપર તે જીવિત રહી શકશે કે તેને યથાર્થવાદ મળશે ત્યારે જીવિત રહી શકશે? આ સંબધમાં એક આચાર્યે કહ્યુ છે કે—

**बुभुक्षितैर्व्याकरणं न भुज्यते,**
**पिपासितैः काव्यरसो न पीयते ।**

એક માણસ ભૂખ્યો છે અને ભૂખથી તરફડે છે એવી સ્થિતિમાં વ્યાકરણના મહત્ત્વપૂર્ણ સિદ્ધાંતોથી તેનું પેટ ભરાવાનું નથી

કાવ્યનો રસ ઘણો મીઠો છે જ્યારે કવિતાપાઠ થાય છે ત્યારે માણસો ભેગા થાય છે અને કલાકો સુધી બેસી રહે છે, કવિતાના અમૃતરસનું પાન કરે છે. પરંતુ તરસથી વ્યાકુળ બનેલો કોઈ તરસ્યો માણસ ત્યાં આવે અને પાણી માગે અને તેને કહેવામાં આવે કે—"ભાઈ! અહીં પાણી નથી, અહીં તો કાવ્ય છે, ઘણુ મધુર છે, તેમા અમૃત-રસ છે તેનું પાન કરો અને તમારી તરસ મટાડો" તો શુ કાવ્ય-રસથી તરસ્યા માણસને સંતોષ થઈ જશે? તે તરસથી વ્યાકુળ બનેલો માણસ કાવ્યનો રસ પી શકશે? નહિ

તેથી જીવનમાં યથાર્થવાદી આચાર્ય કહે છે કે જીવનની સમસ્યાઓનું અલંકારોથી સમાધાન થઈ શકતું નથી, સાહિત્યથી સમાધાન થઈ શકતુ નથી કે કવિતાઓથી પણ સમાધાન થઈ શકતું નથી. તે સમસ્યાઓનું સમાધાન તો અન્ય કોઈ ચોક્કસ અને સાચા નિરાકરણથી જ મળી શકશે.

બે ચાર દિવસનો ભૂખ્યો એક માણસ આપની પાસે આવે છે. તે આપના પાસેથી ભોજનની ઇચ્છા રાખે છે અને માગણી કરે છે. આપ તેને ઉત્તર આપો કે 'ભાઈ! ધર્મનું ભોજન તૈયાર છે. તમે બે દિવસના ભૂખ્યા છો તો બે દિવસ બીજા લંબાવી દો. ભોજનમાં શું રાખ્યું છે? હમણા ખાશો અને થોડી વાર પછી પાછી ફરીથી ભૂખ લાગશે. અનાદિ કાળથી તમે ખાતા જ આવ્યા છો, અનંત-અનંત સુમેરૂ પર્વતોના ઢગલા જેટલો ખોરાક ખાઈ ચૂક્યા છો છતાં તમારી ભૂખ મટી નહિ તો હવે થોડાક ભોજનથી શું મટવાની હતી? આ પુદ્દગળના ખોરાકને હવે છોડો અને ધર્મનો ખોરાક ગ્રહણ કરો. તેથી અહીંની ભૂખ પણ મટશે અને ત્યાંની ભૂખ પણ મટશે.

આપ જ કહો કે શું આ ધર્મની વ્યાખ્યા છે? આ ધર્મનો ઉપદેશ છે કે ધર્મની મજાક છે? આ વિચારથી જનતાને સાધી શકાય નહિ, પરંતુ તેથી તેના ભિક્ષમાં કાંટા ભોંકવામાં આવે છે. શું આ રીતે જીવન ચાલી શકે?

આ પ્રકારનો કોરો આદર્શવાદી દૃષ્ટિકોણ વાસ્તવિક નથી જે જીવનની મૂળભૂત અને નક્કર સમસ્યાઓનો ક્રૂરતાપૂર્વક ઉપહાસ કરે છે. તે મૃત્યુ પછી સ્વર્ગમા જવાની વાત કહે છે, પરંતુ આ સંસારને સ્વર્ગ બનાવવાની વાત કહેતો નથી. મરણ પછી સ્વર્ગમાં પહોંચ્યા પછી ૬૪ મણના મોતી મળવાનુ તો બતાવે છે, કિંતુ જીવિત રહેવા માટે પાશેર અન્ન મેળવવાનો માર્ગ દર્શાવતો નથી. તે સ્વર્ગનો ઢંઢેરો પીટે છે, કિંતુ જે મનુષ્યની પાસે ઢંઢેરો પીટવામા આવે છે તેને જીવિત રહેવા માટે જીવનની કળા શીખવતો નથી આ પ્રમાણે હવાઈ દૃષ્ટિકોણ અપનાવનાર ધર્મ—પછી ભલે તે ગમે તે ધર્મ હોય—જનતા માટે ઉપયોગી નથી જ. દુનિયાના માનવીઓને એવા ધર્મની આવશ્યકતા પણ નથી.

અંતે ધર્મે એ તો બતાવવાનું જ રહે છે ને કે મનુષ્યને કરવાનું

શુ છે? ધર્મ શુ આ તુ જીવનનો માર્ગ બતાવી ન શકે? મોતનો રસ્તો બતાવવા માટે જ શુ ધર્મનું નિર્માણ થયુ છે?

ઉધારની પણ અવશ્ય કિંમત તો છે જ, પરંતુ જે દુકાનમાં એકલું ઉધાર જ ચાલતું હોય અને રોકડાની વાત જ ન હોય તે દુકાન શુ નભી શકશે? તે પ્રમાણે જે ધર્મ પરલોકના રૂપમા માત્ર ઉધારની જ વાત કરતો હોય અને કહેતો હોય કે ઉપવાસ કરવાથી સ્વર્ગ મળી જશે, જૂઠ, કલહ વગેરેના ત્યાગથી મૃત્યુ પછી અમુક રાજ્ય વૈભવરૂપ સારૂ ફળ પ્રાપ્ત થશે પરંતુ જે ધર્મ એ બતાવતો નથી કે તમે અને અમે શ્રાવક અને સાધુ બની જે કાર્ય કરીએ છીએ તેનું અહીં શુ સારૂ ફળ મળશે, જે ધર્મ એ બતાવી શકતો નથી કે આ કર્તવ્યનું પાલન કરશો તો સ્વર્ગ અહીંયા જ આ જીવનમાં જ ઉતરી આવશે, તમારો સમાજ, પરિવાર અને રાષ્ટ્ર જ સ્વર્ગ બની જશે, તે ધર્મથી સાધારણ જનતાને શુ ફાયદો થવાનો છે?

સાચી વાત તો એ છે કે જેમણે વર્તમાન જીવનમા સ્વર્ગ રચ્યુ છે તે જ સ્વર્ગમા જવાનો છે જે અહીં સ્વર્ગ રચી શક્યો નથી અને અહીં ધૃણા, ભૂખમરો અને હાહાકાર રૂપી નરકનું જીવન વ્યતીત કરતો હોય, તેને કદાચિત્ કોઈ ધર્મ દ્વારા સ્વર્ગ મળી જાય તો પણ તે રોતા રોતાં મળવાનું છે, હસતા હસતાં મળવાનું નથી

થોડા દિવસોથી વ્યાખ્યાનમાં જે પ્રકરણ ચાલી રહ્યુ છે તેને તમે સાંભળવા ખાતર જ ન સાભળશો, મનન કરવા માટે સાભળશો તેમાં અમુક રીતિથી વિષય ચાલે છે અને કદાચિત્ તે વાત તમારામાથી ઘણાને ગળે ઉતરતી ન હોય કારણ પહેલાં તે વાત બીજા રૂપે સમજાવવામા આવી છે અને કદાચ તે રૂપેજ ગળામા રોકાયેલી હોય, તેથી મારી આ વાતને તમારા ગળામા ન ઉતરવા દે, છતાં પણ તમારે આ વાત ઉપર ચિંતન-મનન કરવાનું છે આવુ કરવામા આવ્યુ નથી તેથી જૈન ધર્મને બદનામ થવુ પડયુ છે અને ધર્મનું મુખ કાળુ થયુ છે તેને સાફ કરવાનું કામ હવે ભગવાન મહાવીરનું નથી, તમારૂ છે તમે

તે કાળાશને દૂર કરો. ભગવાન મહાવીરના ઉજ્જવળ સિદ્ધાંતો ઉપર કાળદોષથી કે ભ્રાન્ત બુદ્ધિથી ધૂળ જામી ગઈ હોય તેને સાફ કરવાની જવાબદારી આજ તમે ભક્તો ઉપર આવી પડી છે

તમે કદાચ વિચાર કરશો કે—" શું છે ? સંસાર તો એમ જ ચાલતો રહેશે. માણસો ભૂખે મરે તો પણ શું અને પશુ ભૂખે મરે તો પણ શું ? ખાવાનું મળે તો ખાઓ, ન મળે તો ખાવા માટે કામ કરશો તો કર્મોનો બંધ પડશે, અનાજ પેદા કરવામાં પણ કર્મોનો બંધ પડશે. આ પ્રમાણે ખાવા-પીવાની વાતોમાં આત્માનું કલ્યાણ થવાનું નથી આ તો ભાઈ! બધી સંસારની વાતો છે. અને જો સંસારની વાતો છે તો તેના મુદ્દા શું છે ? સંસારનો માર્ગ છે ત બંધનનો માર્ગ છે, એક પ્રકારે નરકનો જ માર્ગ છે."

તમે આવો વિચાર કરતા હો તો તમારે એ જાણવું જોઈએ કે જીવનમાં પેટની ભૂખ ઘણી મહાન છે. જ્યારે તમને ખૂબ ભૂખ લાગી હોય અને અન્નનો એક દાણો પણ ન મળે ત્યારે ચિંતનના ઊંડાણમાં તમારી બુદ્ધિ રૂપી ગજને નાખીને માપો અને તમે જાણી શકશો કે ભૂખ્યા માણસોની કેવી સ્થિતિ હોય છે! તે વખતે ધર્મનો મલમ-પટ્ટો કામ કરે છે કે કેમ ? જ્યારે મનુષ્ય ભૂખની પીડાથી વ્યાકુળ બની ઊઠે છે, આંખે અંધારા આવવા લાગે છે અને આંખો સન્મુખ મૃત્યુ તાંડવ ખેલવા લાગે છે ત્યારે તેની સ્થિતિમાં આત્માને સમતા કે દૃઢતાનો મલમ લગાડનાર સોમાંથી કદાચ એકાદ માણસ નીકળી પડે, બાકી તો સૌ ઘાયલ બની જાય છે. જૈન ધર્મ કહે છે કે સૌથી મોટી વેદના ભૂખની છે.

શાસ્ત્રોમાં જે બાવીશ પરિસહનું વર્ણન આવે છે તેમાં સૌથી પહેલો પરિસહ ક્ષુધા-પરિસહ છે. અને જે તાડન કે વધ વગેરે ક્રૂર પરિસહો છે તે તો દૂર છે. સ્થૂળ હિંસાના રૂપમાં વિચારવાની જે રીત આપણને મળી છે અથવા જે રીતિનો આપણે ઉપયોગ કરી રહ્યા છીએ તે પ્રમાણે તો સૌથી પહેલો પરિસહ વધ-પરિસહ હોવો જોઈએ. કોઈ કોઈ ને

મારી નાખે કે વધ કરે તો તેની બરાબર ક્ષુધા-પરિસહ તો નથી તો પછી વધને પહેલો પરિસહ ન ગણતા ભૂખને પહેલો પરિસહ શા માટે ગણવામાં આવ્યો ? જુઓ બંધુઓ ! હજારો માણસો એવા મળશે કે જે ભૂખથી તરફડતા હશે તેઓ ઇચ્છતા હશે કે ભૂખની આ ટૂકડે ટૂકડા કરીને મારનારી પીડા સહન કરવા કરતાં તો તેમને એકદમ કતલ કરી દેવામા આવે તે જ સારૂં રીબાઈ-રીબાઈને મરવુ અને હાયવોય કરીને મરવુ તેના કરતા કતલ થઈ જવું તેઓ વધુ સારૂ સમજશે વધ-પરિસહ અને ક્ષુધા-પરિસહમાથી તેઓ પહેલાને વધુ પસંદ કરશે કેટલાય માણસો રેલ્વેની નીચે કચડાઈને કે કૂવામા ડૂબીને એટલા માટે આપઘાત કરીને મૃત્યુને વરે છે કે તેમનાથી પોતાની સ્ત્રી તથા બાળકોની ક્ષુધા-વેદના સહન થતી નથી તેઓ ભૂખની વેદનાથી છૂટવા માટે મરવાની વેદના સહમા સ્વીકારી લે છે એક મહાન આચાર્યે બરાબર જ કહ્યુ છે કે—

**खुहासमा नत्थि शरीरवेयणा ।**

અર્થાત્—ભૂખની વેદના સમાન અન્ય કોઈ શારીરિક વેદના નથી

હું જાણું છુ કે આપ આ તથ્યનો શીઘ્રતાથી અનુભવ કરી શકશો નહિ, કારણ આપની સ્થિતિ જુદી છે, આપે ક્ષુધા-વેદનાનો અનુભવ કર્યો નથી કોઈ પણ માણસ જ્યા સુધી તે સ્થિતિમા ન મૂકાય ત્યા સુધી તે માણસ તે ભયંકર સ્થિતિનું યથાર્થ ચિંતન કરી શકતો નથી પરંતુ બંગાળ અને બિહારના દુષ્કાળમા માણસોની શુ સ્થિતિ હતી તે જાણો છો ? માણસો ભૂખથી વ્યાકુળ બની જતા ત્યારે પોતાના પ્રાણોથી પણ અધિક પ્યારા પોતાના બાળકોને બબ્બે રૂપિયામાં વેચતા પણ અચકાતા ન હતા અને એ રોટલી માટે સ્ત્રીઓ પોતાનું સતીત્વ નષ્ટ કરી દેતી હતી ! હા હંત ! આથી આપ સમજી શકશો કે ભૂખ્યો માનવ સંસારનુ મોટામા મોટુ પાપ પણ કરી બેસે છે, જ્યારે ભૂખ ત્રાસ આપે છે ત્યારે બિચારો મનુષ્ય શુ નથી કરતો ? આચાર્યે કહ્યુ છે કે—

## बुभुक्षित . किंन करोति पापम् ?

અર્થાત્—દુનિયામા એવુ કયુ પાપ છે કે જે ભૂખ્યો માણસ નથી કરતો ? દગાબાજી તે કરે છે, છેતરપીંડી પણ તે કરે છે, અરે ! બધી જાતના પાપો તે કરી બેસે છે વધુ તો શુ કહુ, માતાઓ અને બહેનો પોતાની પવિત્રતા વેચી નાખે છે– રોટલીના બે ટૂકડા માટે !

ભૂખ વાસ્તવિક રીતે એક મહા ભયાનક રાક્ષસી છે તે મનુષ્યને નૃશસ અને ક્રૂર બનાવી દે છે જ્યારે તે પોતાનું પૂરૂ બળ બતાવે છે અને તેને તૃપ્ત કરવા માટે સામગ્રી-ખાવાનું મળતુ નથી ત્યારે પતિ અને પત્નીનો સબધ પણ નષ્ટ થઈ જાય છે વધુ તો શુ કહેવુ, સ્નેહશીલ માતા-પિતા પણ પોતાના પ્યારા બચ્ચાની રોટલી ઝૂટવી લઈ ખાઈ જાય છે જ્યારે આવી સ્થિતિ છે તો આચાર્યશ્રી ઠીક જ કહે છે કે ભૂખ્યો માણસ સર્વે પાપો કરી નાખે છે

એક જીવનદર્શી દાર્શનિક કહ્યુ છે કે—

## बुभुक्षितं न प्रतिभाति किञ्चित्।

અર્થાત્—ભૂખ્યા માણમને કાઈ સૂઝતુ નથી તે કહે છે કે ભૂખે તો મારી જ્ઞાનશક્તિને નષ્ટ કરી દીધી છે

એ કઈ વસ્તુ હતી કે જેણે મેવાડના જ નહિ, પરતુ ભારતભરના ગૌરવસ્વરૂપ મહારાણા પ્રતાપને પણ પોતાની સ્વાધીનતાની સાધનાના પથથી વિચલિત કરી દીધા હતા ? પોતાના બાળકોના ભૂખને સહન ન કરી શકવાથી જ તેઓ અકબર સાથે સંધિ કરી પોતાની જન્મભૂમિની સ્વતત્રતાને ખોઈ દેવાને માટે તૈયાર બની ગયા હતા જ્યારે મહારાણા પ્રતાપ જેવા દૃઢ સકલ્પવાળા અને પોલાદી કાળજાવાળા મનુષ્ય પણ ભૂખથી પોતાના સકલ્પથી વિચલિત થઈ જાય છે અને જે કાર્યની તેઓ સ્વપ્નમા પણ કલ્પના ન કરી શકે તેનું કાર્ય કરવા તૈયાર થઈ જાય છે, ત્યારે સાધારણ માણસોનું તો કહેવુ પણ શુ ?

જો આપણે આ બધી બાબતોનો ઊંડાણથી વિચાર કરીએ તો આપણે જાણી શકશું કે ભૂખની કેટલી જબરજસ્ત વેદના છે!

ગૃહસ્થજીવનમાં ભૂખની સમસ્યાનો ઉકેલ લાવનાર એક વસ્તુ છે—તે છે ખેતી (કૃષિ). ખેતીથી જે ઉત્પાદન થાય છે તેનાથી ઘણા પાપો—જે ભૂખના દરવાજા દ્વારા સર્વ સાધારણ મનુષ્યોના આત્મામાં પ્રવેશ કરી જાય છે—તેને રોકી શકાય છે. કિંતુ ખેદની વાત છે કે આ મહાન્ પાપોને દૂર કરવા માટે પૂર્વકાળમાં ભગવાન ઋષભદેવે અને બીજાઓએ કૃષિ વગેરે જે માર્ગ દર્શાવેલ છે તેને આપ મહાપાપ અને મહાન્ આરંભ કહો છો. આપ જીવન ચાલુ રાખવા માટે અનાજ ખાશો, પરંતુ જે અનાજ ઉપર જન-જીવન નિર્ભર છે તેને ઉત્પન્ન કરનારને આપ મહાપાપી કહેશો! કે જે અન્નને ઉત્પાદન કરવાનું કાર્ય કરી રહ્યા છે તેને મહારંભી, મહાપાપી અને તેના ફળ સ્વરૂપ નરકગામી કહેવામાં આવે છે, ત્યારે મારૂ મન તરફડી ઊઠે છે અને હૃદયના ટૂકડે ટૂકડા થઈ જાય છે

આપણા શાસ્ત્રો તો કાંઈક જુદું જ કહે છે, આપણી પ્રાચીન પરંપરા પણ કાંઈક જુદુ જ કહે છે અને આજે આપણે કાંઈક બીજુ જ કહેવા લાગી ગયા છીએ જેથી સંસ્કૃતિ આપણને ક્યાં લઈ જવા માગે છે અને આપણે સમજ્યા વિના ક્યાં ભટકી રહ્યા છીએ! માનવહીન અટવિમાં ભટકનાર યાત્રીની જે દશા હોય છે એવી દશા આજ આપણી થઈ રહી છે.

આપણા વિચારોની વાત એક બાજુ મૂકો હું આપને પુછુ છુ કે ભગવાન ઋષભદેવે શું શુ કર્યું હતું? શું તેમણે તે સમયના માણસોને મહાપાપ અને મહાન્ આરંભનો રસ્તો બતાવ્યો હતો?

આપ કહેશો કે ત્યારે તેઓ ભગવાન બન્યા ન હતા. પરંતુ શું આપ એ જાણતા નથી કે તેમને મતિ, શ્રુત અને અવધિ—એ ત્રણ જ્ઞાન પ્રાપ્ત થએલાં હતા. તેમનું અવધિજ્ઞાન ક્રૂરકું-દંગડું કે

ભૂલેલું-ભટકેલું અર્થાત્ નિજાંગજ્ઞાન ન હતું. તે વિશાળ જ્ઞાન હતું. એવી સ્થિતિમાં ભગવાને જે કાંઈ પણ કર્યું હતું તે બધું શું હતું ?

યુગલિયાઓની જનતાને ખાવાનું અવશ્ય હતું, પરંતુ કામ કરવાનું ન હતું શીતથી બચવા માટે મકાન કે કપડાંની આવશ્યકતા તો હતી જ, પરંતુ વસ્ત્ર કે મકાન બનાવવાના ન હતા. જીવન તો જીવનની પેઠે જ વીતાવવાનું હતું, પરંતુ પુરુષાર્થથી આવશ્યકતા અનુભૂતિમાં આવી ન હતી. આવી સ્થિતિમાં ચાલતાં ચાલતાં યુગલિયાએ ભગવાન ઋષભદેવના યુગમાં આવી ગયા. આ યુગમાં કલ્પવૃક્ષો ઓછા થઈ જવાથી આવશ્યકતાની પૂર્તિમાં વાંધો આવવા લાગ્યો અને જનતા ભૂખથી વ્યાકુળ બની ગઈ. પેટમાં ભૂખની આગ સળગવા લાગી અને યુગલિયાની જનતા તેમાં ભસ્મ થવા લાગી. ત્યારે ભગવાનના હૃદયમાં અપાર કરુણાનું ઝરણું વહેવા લાગ્યું અને ભગવાને તેમની ભૂખની આગને શાંત કરી. આ સંબંધમાં આચાર્ય સમંતભદ્રે કહ્યું છે કે—

**शशास कृत्याधिषु कर्मसु प्रजाः।**

**—बृहत्स्वयंभूस्तोत्रं**

ભગવાનના કોમળ હૃદયમાં અપાર કરુણાનું ઝરણું વહ્યું અને જોયું કે આ સમસ્ત જનતા ભૂખથી પીડિત બની નષ્ટ થઈ જશે, પરસ્પરમાં લડીને મરી જશે, લોહીની નદીએ વહેશે, તેથી ભગવાને એ કર્મ-પ્રજાને કર્મની-પુરુષાર્થની-ચેતના આપી અને પોતાના હાથ-પગોથી કામ કરવાનું શીખવ્યું. કિંકર્તવ્યમૂઢ પ્રજાને દેશ-કાળ અનુસાર કર્મભૂમિમાં અવતરિત કરી અને ભૂખની સમસ્યાનો પોતાના હાથથી જ ઉકેલ લાવવા માટે ઠીક રસ્તો બતાવ્યો અર્થાત્ કૃષિકર્મ (ખેતીનો ધંધો) કરતાં શીખવ્યું.

અનાજના દાણા અને શરીર ઢાંકવા માટે કપડાં—અને કૃષિથી

પ્રાપ્ત થાય છે જીવનની ખાસ બે અગત્યતા છે—અન્ન અને કપડાં જ્યારે પણ જનતામાંથી અવાજ ઊઠે ત્યારે એ જ વાત સમજાય છે કે "ખાવા માટે અન્ન અને પહેરવા માટે કપડા જોઈએ" ફ્રાન્સના સમ્રાટ લુઈ મહેલોમા આનંદ કરતા હતા અને હજારોની સંખ્યામા જનતા ભૂખથી પીડિત બનેલી મહેલ નીચેથી અવાજ કરતી નીકળી કે "અનાજ, અનાજ !"

સમ્રાટે અવાજ સાંભળ્યો અને પાસે બેસેલા મંત્રીને પૂછ્યું કે, શું જનતા વિદ્રોહી બની ગઈ છે ? મંત્રીએ કહ્યુ, "હજૂર ! આ વિદ્રોહ નથી, ક્રાંતિ છે" અને મંત્રીના મોઢામાંથી નીકળેલા શબ્દો સમસ્ત સંસારમા પ્રસરી ગયા કે ભૂખથી વિદ્રોહ થતો નથી પરંતુ ક્રાંતિ થાય છે

*તમે જોયું કે ભગવાન ઋષભદેવ એવી ભૂખપીડિત જનતાને જોઈને* કોરા આદર્શવાદમાં રહ્યા ન હતા તેમને સર્વેને ઉપવાસ કરી લેવાનો કે સાધુ બની જવાનો કે સંથારો કરી લેવાનો ઉપદેશ આપ્યો ન હતો પરંતુ જૈન કહેવડાવનાર થોડા ભાઈઓ જૈન ધર્મને વિકૃત રીતે જનતા સામે મૂકે છે કે—

બલતા જીવ બિલબિલ બોલે,
સાધુ જાય કિવાડ ન ખોલે
—તેરાપંથી આચાર્ય શ્રી ભીખણજી

મકાનમા આગ લાગી છે અને તેની અંદર માણસો તરફડી રહ્યા છે અને બહાર નીકળવા માટે અને મદદ માટે કોલાહલ મચાવી રહ્યા છે, જીવન અને મરણ વચ્ચે ઝૂલી રહ્યા છે આશાની મીટ માંડી રહ્યા છે આવા સમયે પત્થરનું હૃદય પણ દ્રવ્યા વિના રહે નહિ, પરંતુ તેરાપંથી આચાર્ય શ્રી ભીખણજીનું ફરમાન છે કે—

"આગમા બળતા જીવોને બચાવવા માટે તે બળતા મકાનના દ્વારો ખોલવા જોઈએ નહિ જો કોઈ માણસ દરવાજો ખોલી નાખે તો તે અઢાર પાપનો ભાગી બની જાય છે"

પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ઉક્ત મહા ભયંકર અગ્નિકાંડને વખતે કોઈ સાધુ મુનિરાજ ત્યાં ઉપસ્થિત હોય તો તેઓ શું કરે? તેરાપંથી ઉત્તર આપશે કે—" માણસોને સંથારો કરાવી લો, ઉપદેશ આપે અને કહે કે વોસિરે, વોસિરે, સથારો કરી લો અને આગળના (બીજા જન્મના) માર્ગની તૈયારી કરી લો. અહીં જીવવા માટે માર્ગ નથી."

મારી ધારણા છે કે જો કોઈ મનુષ્યમાં ખરેખર મનુષ્યત્વ હોય, તેની પાસે મનુષ્યનું હૃદય અને મસ્તક હોય અને તે પાગલ બની ગયેલો ન હોય તો એવો કયો મનુષ્ય હોઈ શકે કે જે મરતા જીવોને બચાવવા માટે માંકળ ન ખોલી દે? અને કયો માનવ-હૃદયધારી મનુષ્ય કહેશે કે "સથારો કરી લો?" આ ધર્મની મશ્કરી નથી, તો બીજુ શુ છે? આ. માન્યતા માટે સૌ સમજદાર માણસો કહ્યા વિના રહેશે નહિ કે—" આવી માન્યતા આત્મા, સમાજ, ધર્મ અને સાધુપણાનું દિવાળું કાઢનાર છે."

ભગવાન ઋષભદેવ એ સિદ્ધાંત ઉપર ચાલના ન હતા કે ભૂખથી મરતા માણસોને કહી દેવામા આવે કે—" સંથારો કરી લો, સ્વર્ગ તમારી પ્રતીક્ષા કરી રહ્યુ છે ત્યા આહારની ઈચ્છા કરતાં જ તમારી ભૂખ મટી જશે!" તેમણે આ માર્ગ અંગીકાર કર્યો ન હતો. તેઓ યથાર્થવાદી હતા અને યથાર્થવાદી હોવાથી તેમણે જોયુ કે જનતાને યથાર્થ રસ્તા ઉપર લઈ જવામા આવે નહિ તો તે મહા-આરંભના રસ્તે વળી જશે અને માંસાહારના પથ ઉપર ચાલી ઘોર હિંસક બની જશે એક વાર ઘોર હિંસાના માર્ગ ઉપર ચાલ્યા પછી તેને બીજે રસ્તે વાળવી મુશ્કેલ છે તેથી તેમણે ભૂખથી પીડિત અને મહા-આરંભ તરફ જતી જનતાને અલ્પ હિંસા તરફ વાળવા પ્રયત્ન કર્યો. પરિણામ એ આવ્યુ કે ભગવાનનો સદેશ જ્યા જ્યા પહોચ્યો અને જેમણે તે અપનાવ્યો તે આર્ય બની ગયા અને જ્યાં તે સદેશ પહોચ્યો નહિ અથવા જેમણે એ સદેશનો સ્વીકાર કર્યો નહિ તેઓ મ્લેચ્છ બની ગયા.

સંભવ છે કે આપમાંથી પણ કોઈ યુગલિયાપણે રહ્યા હશો અને આપના પૂર્વજો તો રહ્યા જ છે. એક દિવસ સમસ્ત ભારતભૂમિમાં અકર્મભૂમિની પરંપરા હતી અને પરંપરાવાળા માણસો એવા હતા કે તેમનામાં વૈર ન હતું, ઘૃણા ન હતી, દ્વેષ ન હતો. ત્યાંના પશુઓ પણ એવા હતા કે કોઈને બાધા કે પીડા પહોંચાડતા નહિ. જ્યાંના પશુઓ પણ આવા હતા તે ભૂમિના જ મનુષ્યો પશુઓને મારીને કેમ ખાવા લાગ્યા? ભગવાન ઋષભદેવે તે વૃત્તિને કૃષિ વગેરે રૂપે કાયમ રાખી અને માંસાહારનો પ્રચાર રોકયો.

સારાંશ એ છે કે જ્યાં કયાંય કૃષિની પરંપરા ચાલુ થઈ અને અન્નનું ઉત્પાદન થયું ત્યાં આર્યતા ચાલુ રહી અને અલ્પ-આરંભ થયો. પરંતુ જ્યાં કૃષિની પરંપરા આવી નહિ ત્યાંના ભૂખે મરતા માણસો શું કરે? ત્યારે પરસ્પરમાં વૈર વધ્યું, ક્રોધ જાગ્યો અને ક્ષુધા-જન્ય ક્રૂરતાનાં કારણે પશુઓને મારીને ખાવાની પ્રવૃત્તિ ચાલુ થઈ ગઈ. તાત્પર્ય એ છે કે કૃષિ અહિંસાનું પ્રતિક છે. જ્યાં કયાંય કૃષિની પ્રધાનતા રહી છે ત્યાં જનતા અહિંસાના સિદ્ધાંતમાં આગળ વધતી રહી છે. અને જ્યાં કૃષિ છે ત્યાં પશુઓની પણ જરૂર છે. એટલે પશુઓનું પાલન પણ તેટલું જ આવશ્યક બની જાય છે. આ પ્રમાણે કૃષિ અહિંસાના પથનો વિકાસ કરતી રહી છે. કૃષિ દ્વારા વહેતી અહિંસાની ધારા મનુષ્યો ઉપરાંત પશુઓ તરફ પણ વહી છે. આ પ્રમાણે જ્યાં જ્યાં ખેતી ગઈ ત્યાં તે અહિંસાનો સિદ્ધાંત પણ સાથે લેતી ગઈ. જ્યાં ખેતી પહોંચી નહિ ત્યાં અહિંસાનો સિદ્ધાંત પણ પહોંચ્યો નહિ.

મેકસીકોના માણસો માછલાં વગેરેના શિકાર વિના બીજું કાંઈ કરી શકતા નથી. આપમાંથી કોઈ સજ્જન ત્યાં જાય અને જુએ તો જણાશે કે રાતદિવસ ત્યાંના માણસોના હાથ લોહીથી ભર્યા રહે છે, કારણ કે પશુઓના માંસ, ચામડા, ચરબી વગેરેનો ઉપયોગ કર્યા સિવાય તેમને માટે બીજો કોઈ માર્ગ નથી. આવી

स्थितिमां आप तेने जैन धर्मनो कांईक उपदेश आपवा इच्छो अने ते घोर हिंसाने रोकवा इच्छो अने कहो के माछलां, हरण, सुवर वगेरे कोई जीवने मारो नहि; तो ते माणसो आपने पूछशे के जीवोने मारीए नहि तो पछी अमे खाइए शुं? आपनी सामे आ प्रश्न उपस्थित थशे तो आप शुं उत्तर आपशो? आप तेमने अहिंसक बनाववा इच्छो छो तो शु करशो? शुं "वोसिरे, वोसिरे" करावशो? जो ते नहि करावो तो ते माणसो शुं खाय? आ प्रश्नो निकाल केवी रीते लावी शकाशे? जो समुचित व्यवस्था नहि करो तो तमे पागल बनी पाछा आवशो.

अमने साधुओने नाना प्रकारनी रुचि अने प्रवृत्तिवाळा माणसो मळता रहे छे. कोई शाकाहारी मळे छे तो कोई मांसाहारी पण मळे छे ज्यारे मांसाहारी मळे छे अने अमे ज्यारे तेने मांस भक्षणनो त्याग कराववा इच्छीए छीए तो तेमने तेमनी पोतानी भाषामां एज कहेवानुं होय छे के प्रकृति तरफथी आवो मोटो भंडार भरेलो पड्यो छे. जो कोई कर्तावादी मळे छे तो तेने कहेवानुं होय छे के ईश्वरे केवा शोभावाळा फूल, फळ वगेरे चीजो अर्पण करी छे. आ बधी चीजो ज माणसे खावानी छे, मांस नहि. कांईक आवा शब्दोथी ज ते माणसोने समजावी शकाय छे. साधुपणानी मर्यादामां रहीने बहु ज विचारीने बोलवु पडे, तथापि भाव एज छे के त्रस-जीवनी हिंसा करवी, पशुओने मारवा ते महा-आरंभ छे अने तेनी विरुद्ध बाग-बगीचा अने खेतीथी निर्वाह करवो ते अल्पारंभ छे.

आ वात समजावीने में सेंकडो माणसोने मांस खावानो त्याग कराव्यो छे. बीजा साधुओ पण आवा प्रकारनी भाषा बोली तेमनी हिंसा छोडावे छे आचार्योए पण शास्त्रोमां कह्युं छे के संसारमां आटली बधी वस्तुओ उपलब्ध छे अने ते माणसोने खावानी वस्तुओ छे, छतां पण जे खावा योग्य नथी ते मनुष्य

શા માટે ખાય છે? તાત્પર્ય એ છે કે ફળ, ફૂલ, ધાન્ય વગેરે વનસ્પતિના ઉપયોગથી જ માંસ–ભક્ષણ જેવા મહાપાપને રોકી શકાય છે અને આ બધી વસ્તુઓ કૃષિ વિના ઉપલબ્ધ થતી નથી.

આ પ્રમાણે કૃષિ કેટલી સુંદર ચીજ છે; છતાં પણ કેટલાક માણસો તેને 'મહારંભ કહે છે' કૃષિ તો અહિંસાનો આદર્શ લઈને આગળ વધી છે, તેણે માનવ જાતિને ભીલ–જનતા બનતા રોક્યા છે અને તેમનામાં નાગરિકતાનો સંચાર કર્યો છે, તેનાથી મનુષ્યનું કલ્યાણ થયું છે અને જ્યાં તે ગઈ નથી ત્યાં માણસો ઘોર હિંસક અને માંસભક્ષી–નરમાંસભક્ષી પણ, બની ગયા છે.

ઉપરોક્ત માન્યતા સંબંધમાં સંભવિત છે કે આજકાલની દુનિયાના માણસો કાંઈક બીજું કહેતા હોય, પરંતુ આપે એ જોવાનું છે કે જૈનો શું કહે છે? આપ શ્રેષ્ઠ બન્યા છો, ઉચ્ચ બન્યા છો અને તે બિચારા લોકો ભીલ બની ગયા છે, તો તેનું કારણ શું છે? જૈન સિદ્ધાંત અનુસાર પરમાત્માએ આપને ઊંચા અને તેમને નીચા બનાવ્યા નથી. જેમને આજીવિકા માટે સાધન સારા મળ્યા તે આર્ય બની ગયા અને શ્રેષ્ઠ કહેવાવા લાગ્યા અને જેમને સાધન સારા ન મળ્યાં તેઓ મ્લેચ્છ બની ગયા. કર્મભૂમિની પહેલાં અકર્મભૂમિમાં–જુગલીયાઓમાં–આર્ય અને મ્લેચ્છ એવા કોઈ ભેદ ન હતા.

ભગવાન ઋષભદેવ તત્કાલીન જનતાને મહારંભમાંથી અલ્પારંભ તરફ લઈ ગયા, મહાહિંસાથી અલ્પહિંસા તરફ લઈ ગયા, દયા–અનુકંપાની તરફ લઈ ગયા.

શાસ્ત્રમાં છઠ્ઠા આરાનું વર્ણન આવે છે કે તેના આરંભમાં સર્વે વૃક્ષો સમાપ્ત થઈ જશે. તે વખતના મનુષ્યો ભાગીને ગુફાઓમાં ચાલ્યા જશે અને મહાન્ દુઃખી થશે અને જ્યારે ઉત્સર્પિણી કાળનો પણ પહેલો આરો આવી દુઃખમય અવસ્થામાં પૂરો થઈ જશે અને

બીજા આરાનો સમય આવશે ત્યારે મેઘ વરસશે, ઘનઘોર વૃષ્ટિ થશે અને પૃથ્વી, જે તપેલા લોઢાના ગોળા સમાન ગરમ થઈ ગઈ હતી તે શાંત બની જશે અને પછી સમસ્ત પૃથ્વી વનસ્પતિ-જગતથી હરિયાળી બની જશે. આ વર્ણન મૂળ આગમોનું છે, કોઈ વાર્તા નથી. તે વખતે બિલોમાં રહેતા માણસો બહાર નીકળશે. જેમના શરીરમાં માંસ ખાતાં ખાતાં કુષ્ટ અને ખુજલી વગેરે કેટલાય રોગો થઈ ગયા હતા, તે માણસો બધા બહાર નીકળશે અને જ્યારે આ હરિયાળીથી તેમના શરીરમાં શીતળતા પહોંચશે ત્યારે તેમની સમસ્ત બિમારીઓ દૂર થઈ જશે.

ભગવાન મહાવીર કહે છે કે ત્યારે તે માણસો જનતાને બોલાવીને ભેળા કરશે અને કહેશે કે—" જુઓ, આપણે માટે પ્રકૃતિની કૃપા થઈ ગઈ છે અને આટલા બધા સુંદર-સુંદર ફળ, ફૂલ અને **વનસ્પતિ ઊગી નીકળી છે. આજથી સૌ પ્રતિજ્ઞા કરો કે કોઈ માંસ** ખાશે નહિ અને જો કોઈ માંસ ખાશે તો અમે તેના પડછાયાનો પણ સ્પર્શ કરશું નહિ "*

હવે આપ વિચાર કરો કે તે મહારંભે શું કર્યું અને તે વૃક્ષો, ફળો, વનસ્પતિઓ અને ખેતીવાડી રૂપે જે વસ્તુઓ મળી તેણે શું કર્યું ? તેણે એ કામ કર્યું કે જે માંસાહાર ચાલી રહ્યો હતો તેને છોડાવ્યો આવો પ્રસંગ આવ્યો છે અને મૂળ પાઠનો ઉલ્લેખ છે

તેથી હું કહું છું કે ખેતીવાડી આ તરફ (કર્મભૂમિના પ્રારંભમાં) પણ મહારંભથી બચાવે છે અને જ્યારે ઉત્સર્પિણીનું ચક્ર શરૂ થઈ જાય છે ત્યારે પણ તે જ મહારંભથી બચાવે છે. ફળ, પાંદડાંઓ અને વનસ્પતિઓ અંતે શેના પ્રતિક છે ? તે બધાં અલ્પારંભના પ્રતીક છે અને મહારંભને રોકવાના ચિન્હ રૂપે છે.

---

*જુઓ જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ.

. આ પ્રમાણે આ તરફ અને પેલી તરફ—બંને તરફ જ્યારે વનસ્પતિ થાય છે અને ખેતી થાય છે ત્યારે માનવસમાજ મહા-હિંસાના પાપથી બચે છે.

જ્યારે આવો મહાન્ આદર્શ ચાલી રહ્યો છે, પ્રત્યેક અવ-સર્પિણી અને ઉત્સર્પિણીમાં આમ જ થયા કરે છે તો હું એ વિચાર કરું છું કે શું જૈન ધર્મ તેને મહારંભ કહે છે? શું ભગવાન ઋષભદેવે જનતાને મહારંભનું કાર્ય શીખવ્યું? શું તેમણે નરકમાં લઈ જનાર એવું કાર્ય શીખવ્યું? પરંતુ એમ નથી. હું આ વાત આવેશમાં કહેતો નથી. મારા મનમાં કોઈ પ્રકારના એકાંતનો મોહ નથી. જે કાંઈ મારું ચિંતન છે અને શાસ્ત્રોને બારીકાઈથી જોયા અને સારી રીતે નિરીક્ષણ કર્યા પછી જે ધારણાઓ બની છે તે સ્પષ્ટ ધારણાઓને હું આપની સામે મૂકી રહ્યો છું.

જૈન ધર્મ એટલો આદર્શવાદી અને યથાર્થવાદી ધર્મ છે કે તેણે અંતરંગની વાતો સમજી અને કહ્યું કે અન્નનો એક દાણો પણ આપ્યો તો માનો કે પ્રાણનું દાન આપ્યું:—

अन्नदानं महादानम्।

શાસ્ત્રોમાં નવ પ્રકારના જ પુણ્યોનું વર્ણન છે, તેમાં પણ સૌથી પહેલાં અન્ન-પુણ્ય બતાવ્યું છે-અને નમસ્કાર-પુણ્યને સૌથી છેલ્લે મૂક્યું છે; કારણ કે પહેલાં અન્ન પેટમાં પડે તો પછી નમસ્કાર કરવાનું સૂઝે. જ્યારે પેટમાં અન્ન હોતું નથી અને તેથી હૃદય તરફડતું હોય છે તો કોણ કોને નમસ્કાર કરે છે?

તેથી સૌથી પહેલાં પુણ્ય-સાધનાના દ્વાર ઉપર અન્ન-પુણ્ય જ ઊભું છે, બીજા બધા પુણ્યો તેની પછી આવે છે, પરંતુ તે જ અન્નના ઉત્પાદનને પણ મહારંભ અને નરકનો રસ્તો ગણાવવો તે બુદ્ધિનો વિકાર નહિ તો બીજું શું છે?

વૈદિક ધર્મના ઉપનિષદો અને પુરાણોનું મેં અધ્યયન કર્યું

છે. ઉપનિષદ કહે છે કે—' अन्नं वै प्राणाः ' અર્થાત્ અન્ન તો પ્રાણ છે. અને સંત નરસી મહેતાએ કહ્યું છે કે—

ભૂખે ભજન ન હોય ગોપાળા,
આ લ્યો આપની કંઠી માળા.

કોઈ ભૂખ્યો માણસ માળા ગણવા બેસશે તો ક્યાં સુધી ગણશે ? તેથી કહ્યું કે ગોપાળ, હવે ભૂખ્યા ભજન થઈ શકશે નહિ. લ્યો આ કંઠી અને આ માળા સંભાળો. હવે તો ભોજનની માળા જપીશ, તેને માટે ઉદ્યમ કરીશ.

આ પ્રમાણે વૈદિક ધર્મ અન્નને પ્રાણ કહે છે અને જૈન ધર્મ અન્નના દાનને સર્વ પ્રથમ દાન માને છે; ભૂખની પરિસહની પૂર્તિને પહેલું સ્થાન બતાવે છે. એ પ્રમાણે એક પછી એક કડીઓ જોડાયેલી છે. આ અન્નની પ્રાપ્તિ કૃષિથી જ થાય છે અને તેથી ભગવાન ઋષભદેવે કૃષિ કર્મ બતાવ્યું અને શીખવ્યું જેને શાસ્ત્રમાં ક્યાંય પણ સાધારણ ગૃહસ્થ માટે કૃષિને ત્યાજ્ય બતાવેલ નથી.

કૃષિકર્મને મહારંભ બતાવનાર પણ એક દલીલ કરે છે. અને આ દલીલ બીજી કાંઈ નથી, ફક્ત બે અક્ષરની છે—" ફોડી-કમ્મે ", કે જે પંદર કર્માદાનોમાં આવે છે. આ દલીલ જ્યારે હું સાંભળું છું ત્યારે હું અનહદ આશ્ચર્યમુગ્ધ બની જાઉં છું ' ફોડી-કમ્મે 'નો મૂળ અર્થ શું છે અને શું સમજવામાં આવ્યો છે !

હું ચેલેંજ આપીને પણ કહી શકું છું કે ' ફોડીકમ્મે 'નો અર્થ ખેતી નથી. તેનો અર્થ કાંઈ બીજો છે અને તેની ઉપર આપે અને મારે ગંભીર વિચાર કરવાની આવશ્યકતા છે. ગંભીર ચિંતન કરવાથી તેનો અર્થ સ્પષ્ટ થઈ જશે.

સમગ્ર પ્રમાણભૂત જૈન સાહિત્યમાં ક્યાંય એક પણ શબ્દ એવો નથી, કે જે કૃષિને મહારંભ બતાવતો હોય, પંદરસો પંદરસો વર્ષોના જૂના આચાર્યો અમારી સામે છે. તેમણે ' ફોડીકમ્મે 'નો

એનો અર્થ ક્યાંય પણ લખ્યો નથી, કે જે અર્થ ભ્રાંતિથી સમજવામાં આવ્યો છે. આ ખોટો અર્થ થોડા વખતથી ચાલુ થયો છે, જેને ધક્કો મારી દૂર ફેંકવો જોઈએ અને તેની જગ્યાએ સાચો અર્થ મૂકવો જોઈએ. જે ખોટી ધારણા ચાલુ થઈ છે તેણે આપણને નથી આ બાજુના રાખ્યા કે નથી પેલી બાજુના રાખ્યા.

૫-૭ કર્માદાનોમાં 'રસવાણિજ્જે' પણ આવે છે તેનો અર્થ સમજી લીધો—' ઘી અને દૂધનો વેપાર કરવો " અને જેણે એ વેપાર કર્યો તે મહારંભી બની ગયો! આવું કહેનાર શરાબને ભૂલી ગયા. મુદ્દાની ચીજ ભૂલી ગયા અને ઘી-દૂધને વળગી પડયા!

કેટલાક માણસોએ ' અસઇજ્જણપોસણિયાકમ્મે 'નો અર્થ કર્યો છે—" અસંયત-અસંયતી જનોની રક્ષા કરવી મહારંભ છે " પરંતુ તેનો વાસ્તવિક અર્થ છે—" વેશ્યાઓ કે દુરાચારિણી સ્ત્રીઓ દ્વારા ધંધો કરીને આજીવિકા ચલાવવી.' આ સાચો અર્થ ન કરતાં અસંયતી જનોની રક્ષા કરવાનો ખોટો અર્થ કરી તેઓ તેની વ્યાખ્યા કરીને કહેવા લાગ્યા કે—" કોઈ ગરીબને, ભૂખ્યાને અરે, પોતાના માતા-પિતાને પણ ભોજન કરાવવામાં મહાન પાપ છે! " કારણ કે તેઓ અને તો અસંયતિ છે ને? આ પ્રમાણે તેને પણ જાર કર્માદાનોમાં ભેળવી દીધું છે.

## ૨

# અન્નનું મહત્વ

ભૂમંડળમાં ત્રણ રત્ન છે, પાણી, અન્ન, સુભાષિત વાણી,
પત્થરના ટુકડામાં કરતા, રત્ન-કલ્પના પામર પ્રાણી

અહિંમાનું વિસ્તારથી વર્ણુન કરવાનું કારણ એ છે કે આપણે આપણા જીવનની સાચી દિશા અને સાચો રાહ મેળવી શકીએ અને આજુબાજુની પગદડીઓથી બચતા ગ્હી કલ્યાણુના સીધા નિષ્કટક માર્ગ ઉપર આગળ ને આગળ વધી શકીએ.

અહિંસા આત્માનો ખોરાક છે તો ભોજન શરીરનો ખોરાક છે આત્મા અને શરીર એક સાથે રહી શકે છે તો અહિંસા અને અન્ન પણ એક સાથે શા માટે ન રહી શકે? જો આ બન્ને સાથે રહી ન શકે તો તેનો અર્થ એ થયો કે કા તો આપણે આત્માના ખોરાકથી વચિત રહેવુ જોઇએ અને કાં તો શરીરને ખોરાક આપવો બધ કરવો જોઇએ આ બન્નેમાથી આપ કયુ પસદ કરશો? જો તમે શરીરને જ ખવડાવી-પીવડાવી જાડુ કરવા ઇચ્છતા હો અને આત્માને મરવા દેવાનું પસદ કરતા હો તો પછી જીવનનો અને ખાસ કરીને માનવ-જીવનનો કાઇ અર્થ જ રહેતો નથી પછી મનુષ્ય અને પશુના જીવનમા ફેર શુ રહ્યો? અને જો તમે આત્માને ખોરાક દેવા

ઈચ્છતા હો, અહિંસાની સાધના કરવા ઇચ્છતા હો તો આપને અન્નથી વંચિત રહેવું પડશે. અન્નથી વંચિત રહેવાનો અર્થ જીવન અને પ્રાણોથી વંચિત રહેવું તે છે. જો આપ જીવનથી જ વંચિત રહેવા ઈચ્છતા હો તો પછી આપ અહિંસાની આરાધના ક્યાં કરશો?

ત્યારે આપણી સામે બીજો વિકલ્પ ઉપસ્થિત થાય છે કે આત્મા અને શરીર જે પ્રમાણે એક સાથે રહે છે તે પ્રમાણે શું અહિંસા અને ખોરાક બન્ને એક સાથે ન રહી શકે? આ પ્રશ્ન ઉપર આપણે વિચાર કરવાનો છે. જ્યાં સુધી આ પ્રશ્નને સાધુ વર્ગ સાથે સંબંધ છે ત્યાં સુધી કોઈ સમસ્યા ઉપસ્થિત થતી નથી, કારણ કે તેમને તો ગૃહસ્થોના ઘરેથી ભિક્ષા દ્વારા સીધું ભોજન મળી જાય છે. પરંતુ ગૃહસ્થો માટે એમ નથી. તેઓ ભિક્ષા માગી પોતાનો નિર્વાહ કરી શકતા નથી. જો સર્વે ગૃહસ્થો ભિક્ષાજીવી બની જાય તો તેમને ભિક્ષા મળે પણ ક્યાંથી? તેથી નિર્વાહ માટે તેને કોઈ ને કોઈ ધંધો કરવો જ પડશે. તો ગૃહસ્થની આ આજીવિકા ગૃહસ્થની અહિંસાથી વિરૂદ્ધ ન હોય એવો કોઈ રસ્તો શોધવો પડશે.

તો જીવનની આ ભૂમિકામાં, અન્ન જોઈશે કે નહિ, તે પ્રશ્ન મહત્ત્વ રાખતો નથી, પરંતુ અન્ન કેવું હોવું જોઈએ, કેવા રૂપમાં હોવું જોઈએ અને ક્યાંથી આવવું જોઈએ, એ જ પ્રશ્ન મહત્ત્વનો છે. અન્નની સાથે મહાન્ હિંસા પણ આવી છે કે ગૃહસ્થને અનુરૂપ અલ્પારંભ—અલ્પ હિંસા આવી છે? તે થોડા પ્રયત્નથી આવ્યું છે કે ઘણા મોટા અત્યાચાર અને અન્યાયથી આવેલું છે? આજીવિકાનું સાધન—ખોરાક તો પડાવી લઈને, કોઈને લૂંટી લઈને પણ આવી શકે છે અને અપ્રામાણિકતાથી પણ આવી શકે છે પરંતુ તે ખોરાક, જેની પૃષ્ઠ ભૂમિકામાં અન્યાય, અનીતિ અત્યાચાર છે, લુચ્ચાઈ, છળ-કપટ છે તે શરીરનો ખોરાક આત્માના ખોરાક સાથે રહી શકતો નથી, જે ખોરાક, જે અન્ન લોહી-ટપકતું આવે છે અને જેની ચારે બાજુ રક્તના ડાઘા પડેલા છે તે

અન્ન વિષ બની જાય છે તે અન્ન વ્યક્તિનું પણ પતન કરશે અને જે કુટુંબમાં એવું અન્ન આવે છે તે કુટુંબનું, સમાજનું અને રાષ્ટ્રનું પણ પતન કરશે ત્યાં ન તો સાધુનો ધર્મ ટકી શકશે કે ન ગૃહસ્થ–ધર્મ સુરક્ષિત રહી શકશે ત્યાં ધાર્મિક જીવનની સાંકળની કડીઓ તૂટીને વિખરાઈ જશે

અને જ્યાં આ અન્ન થોડા પ્રયત્નથી પ્રાપ્ત થયુ હશે, જ્યા અન્યાય, અત્યાચાર વગેરે નહિ હોય ત્યા તે અમૃત બની જશે તે અન્ન જીવનનો રસ લઈને આવશે અને તેનાથી આત્મા અને શરીર બન્નેને પોષણ મળશે ન્યાય–નીતિથી આવેલુ, વિચાર અને વિવેકથી આવેલુ, મહારભ દ્વારા નહિ આવેલુ કિન્તુ અલ્પારભ દ્વારા આવેલુ અન્ન પવિત્રતાનું રૂપ ધારણ કરશે અને તે અમૃત–ભોજન બનશે તે અમૃતનું ભોજન મિઠાઈ રૂપે હશે નહિ, પરંતુ લૂખો સૂકો રોટલીનો ટૂકડો હશે, તો પણ તે અમૃતનું ભોજન છે

દુનિયાભરના ઉત્તમ ભોજનથી થાળી પીરસેલી હોય, પરતુ વિવેક અને વિચાર ન હોય, કેવળ પેટ ભરવાની ભૂમિકા હોય તો તે ભોજન ગમે તેટલુ સ્વાદિષ્ટ અને મધુર હોય, તો પણ તે અમૃત–ભોજન નથી, ઝેર છે આવી ભારતની પરંપરા અને જૈન સંસ્કૃતિની પરંપરા રહી છે બીજા ધર્મનો અભ્યાસ કરશો તો જ્ઞાત થશે કે તેની પણ આ જ પરંપરા રહી છે

આ પ્રમાણે હિંસા અને અહિંસા અને અલ્પારંભ અને મહારંભ, નાની હિંસા અને મોટી હિંસા જીવનની ચારે બાજુ પ્રસરેલી છે આપણે તેમાથી આપણો માર્ગ શોધી, નિશ્ચિત કરવાનો છે આપણે એ જોવાનું છે કે આપણે આત્મા અને શરીર–બન્નેને એક સાથે ખોરાક કેવી રીતે આપી શકીએ? આપણે કયો માર્ગ લેવો જોઈએ કે જેથી આત્માનુ હનન પણ ન કરવુ પડે અને શરીરનું હનન પણ ન કરવુ પડે

આપણી સામે જીવન-નિર્વાહ માટે બે રસ્તા છે એક તો મહારંભ દ્વારા, જેથી હાથ ખૂનથી ભર્યા રહે અને આજીવિકા-નિર્વાહ માટે જ્યાં ક્યાંય જાય ત્યાં મહાકાંડ થતો જાય, અને બીજો માર્ગ છે ગૃહસ્થને અનુરૂપ અહિંસાનો, કે જેમાં થોડા પ્રયત્નથી વિવેક અને વિચારથી ચાલવામાં આવે અને જીવનનિર્વાહ માટે અન્ન પ્રાપ્ત કરવામાં આવે અને અન્યાય-અત્યાચાર ન કરવો પડે, ભયાનક હત્યાકાંડ ન કરવો પડે પ્રશ્ન એ છે કે આપણે કયા માર્ગ ઉપર ચાલવાનું છે? કયો માર્ગ આર્ય માર્ગ છે અને કયો અનાર્ય માર્ગ છે?

કાન સાંભળવા માટે છે તેનાથી ગાળો પણ સાંભળી શકાય છે સંસારનું ખરાબ સંગીત પણ સાંભળી શકાય છે જેથી આત્મામાં વાસનાઓ ઉત્પન્ન થાય છે એવી વાતો પણ સાંભળી શકાય છે અને તેનાથી આધ્યાત્મિક સંગીત પણ સાંભળી શકાય છે કે જે વાસનામાં દરેક જગ્યાએ ચિનગારી લગાવી દે તો શું ઇન્દ્રિયોના ઉપયોગ સંબંધી વિવેકપૂર્વક કાંઈ નિર્ણય કરવો ન જોઈએ?

મોઢાનો ઉપયોગ થઈ શકે છે — દુખીને દિલાસો આપવામાં, પ્રેમની વાણી બોલવામાં અને બીજી બાજુ કઠોર ગાળો આપવામાં અને બીજાનો તિરસ્કાર કરવામાં મોઢું બોલવા માટે છે પરંતુ શું બોલવું અને શું ન બોલવું તેનો વિવેકપૂર્વક વિચાર કરી નિર્ણય કરવો જોઈએ

સંસારમાં રહીને કાનથી સાંભળવાનું પણ હોય છે મોઢાથી બોલવાનું પણ હોય છે અને તે પ્રમાણે ખાવા-પીવાનું પણ હોય છે પરંતુ ધર્મશાસ્ત્ર તો એ માટે છે કે તેની મહાયતાથી આપણે એ વિવેક પ્રાપ્ત કરી શકીએ કે શું સાંભળવું જોઈએ, શું બોલવું જોઈએ અને શું ખાવું-પીવું જોઈએ?

જ્યારે કોઈ આત્મા સ્વર્ગમાં દેવરૂપે ઉત્પન્ન થાય છે ત્યારે

સેંકડો-હજારો દેવી-દેવતા તેની પાસે ઉપસ્થિત થાય છે. ત્યાં ચારે બાજુથી એક જ પ્રશ્ન પૂછાય છે અને તે પ્રશ્નનો ઉત્તર તે નવા દેવતાને આપવો પડે છે. તે પ્રશ્ન છેઃ—

**किं वा दच्चा, किं वा भुच्चा ?**

અર્થાત્—તમે શું આપીને આવ્યા છો અને શું ખાઈને આવ્યા છો ?

સ્વર્ગમાં ઉત્પન્ન થતાં પૂરો શ્વાસ પણ ન લીધો હોય અને પહેલું જ પડખું બદલ્યું હોય ત્યાં જ આ પ્રશ્ન પૂછવામાં આવે છે કે શું ખાઈને આવ્યા છો ? ત્યારે એ સંબંધમાં વિચાર કરવો જ પડે કે હું ન્યાય-નીતિ અનુસાર મારૂં અને મારા કુટુંબનું ભરણ-પોષણ કરીને આવ્યો છું મેં મહા-હિંસા દ્વારા અન્ન મેળવ્યું ન હતું, એક વિવેકશીલ ગૃહસ્થની પેઠે, શ્રાવકને યોગ્ય, જે કાંઈ મેં ખાધું કે ખવડાવ્યુ તે મહારંભ દ્વારા નહિ, કિંતુ અલ્પારંભ દ્વારા મેળવીને ખાધું હતું અને ખવડાવ્યું હતું, એ જ ઉત્તર ત્યાં આપવો પડશે.

મોક્ષ અને સ્વર્ગની જે ચર્ચા થાય છે, તે મોક્ષ અને સ્વર્ગની ચર્ચા નથી, વાસ્તવિક રીતે જીવન-નિર્માણ માટે સાચો માર્ગ શોધવા માટેની ચર્ચા છે તે જીવનમાં અમૃતનો માર્ગ શોધવાની ચર્ચા છે.

તેથી પ્રસ્તુત પ્રશ્નના સંબંધમાં પણ વિવેકની આવશ્યકતા છે. ખેતીવાડી રૂપે જે ધંધા છે તે કયા રૂપમાં છે ? ભગવાન ઋષભદેવે કહ્યું છે કે અનાર્ય-માર્ગથી ખોરાક ન મેળવો. જ્યાં બીજાનું લોહી વહેતું હોય અને તે વિવેક-વિચાર વિના અને મહારૌદ્રભાવથી વહાવવામાં આવે છે તે બધા અનાર્ય કર્મ છે. શિકાર કરવો, માંસ ખાવું, જુગાર રમવું વગેરે સૌ અનાર્યકર્મ છે. આ અનાર્ય કર્મદ્વારા જે કમાણી થાય છે તે કમાણી નહિ, પાપ આવે છે. તે પાપ જીવનનું પતન કરશે.

આપણે આ 'પ્રાસુક' કામો વિષે લાંબી ચર્ચા ચાલે છે જેમા હિંસા ન હોય અથવા અલ્પ હિંસા હોય તે પ્રાસુક કામ કહેવાય છે બે જુગારી સામસામા બેસી ગયા ગંજીફાનું એક પાનું ઊડાવીને ફેકયુ અને હાર-જીત થઈ અને હજારો રૂપિયા એક બાજુથી બીજી બાજુ ગયા ઉપલક દૃષ્ટિથી એમ લાગે છે કે તેમા કાંઈ હિંસા થઈ નહિ દુકાન ચલાવવામા હિંસા થાય છે. ઓફીસે જવામા હિંસા થાય છે, જીવિકા માટે બીજુ કાંઈ કામ કરીએ તો પણ હિંસા થયા વિના રહેતી નથી પરંતુ જુગાર રમવુ એવુ પ્રાસુક કામ છે કે તેમા હિંસા નથી આવુ ઘણા માણસો માની બેઠા છે પરતુ વિચાર કરવો જોઈએ કે મહારભ છે કે અલ્પારભ ? તેમાં અનીતિ રહેલી છે કે નીતિ ? આપ તે સંબંધી વિચાર કરો કે ન કરો, પરતુ શાસ્ત્રોએ તો તેનો નિર્ણય કરી રાખ્યો છે અને સ્પષ્ટ દર્શાવ્યુ છે કે સાત કુવ્યસનોમા જુગાર રમવુ તે સૌથી પહેલું કુવ્યસન છે માસ ખાવાનુ અને શરાબ પીવાની ગણતરી ત્યારબાદ કરવામા આવી છે, સૌથી પહેલાં જુગારની જ ગર્દન પકડવામા આવી છે જો કે જુગાર રમવામાં બાહ્ય દૃષ્ટિથી કાંઈ હિંસા થતી દેખાતી નથી પરતુ અંતરગમાં હિંસાની ગાઢ કાલિમા રહેલી છે, કે જે અનેકાનેક કુટુંબોને સાફ કરી નાંખે છે ઉજ્જડ બનાવી દે છે અને આ બધુ કરી શકે છે ગંજીફાનું એક જ પાનું ! જુગારીનું અત ઃકરણ કેટલું બધુ સકલેશમય રહે છે, કેટલુ બધુ વ્યાકુળ રહે છે, અને જુગારના પરિણામ રૂપ જીવનમા કેટલી બધી અનીતિ અને ખરાબીઓ ઉત્પન્ન થાય છે તે સર્વે વાતો કદાચ આપ ન વિચારી શક્તા હો, ન જોઈ શકતા હો, પરતુ શાસ્ત્રકારની દૂરદર્શી દૃષ્ટિથી કાંઈ છુપાયેલું નથી

આ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ કે સસાર કંઈક જુદી રીતે વિચારે અને શાસ્ત્રકારો કંઈક જુદુ જ કહે છે

આશય એ છે કે અન્ન જીવનની ઘણી જ મહત્ત્વપૂર્ણ આવશ્યકતા

છે. કપડાની પણ આવશ્યકતા છે અને બીજી વસ્તુઓની પણ આવશ્યકતા છે, પરંતુ પેટ ભરવાની આવશ્યકતા સૌથી પહેલી છે. અન્ન એટલું બધું મહત્ત્વનું છે કે સંસારભરનું ધન ત્રાજવામાં એક તરફ પડયું હોય અને અન્ન બીજી તરફ પડયું હોય તો અન્નવાળું પલ્લું ભારે રહેશે. અને બીજી વસ્તુઓનું પલ્લું હલકું રહેશે.

જૈનાચાર્યોએ સમ્રાટ વિક્રમાદિત્યનું જીવન ચરિત્ર લખ્યું છે. એક વાર સમ્રાટ હાથી ઉપર નીકળ્યા હતા. મંત્રી અને સેનાપતિ બાજુમાં બેઠા હતા. જ્યારે અનાજની મંડીમાંથી સવારી નીકળી ત્યારે સમ્રાટે પોતાના મંત્રીને કહ્યું, 'કેટલા હીરા વિખરાયેલા પડેલા છે!'

મંત્રીએ ચારે બાજુ નજર ફેરવીને અને આંખો ફાડીને જોયું, પરંતુ તેને કયાંય હીરા દેખાયા નહિ, ત્યારે તેઓએ કહ્યું, 'હજુર! હીરા કયાં છે?'

સમ્રાટે કહ્યું, 'તમને ખબર જ નથી ને કે હીરા કયાં પડયા છે.' એટલું કહી સમ્રાટ શીઘ્ર હાથી ઉપરથી નીચે ઉતર્યા અને જમીન ઉપર ધૂળમાં પડેલા અન્નના દાણા ઉપાડીને ઘણાજ પ્રેમથી ખાઈ ગયા.* પછી સમ્રાટે કહ્યું, 'અન્નના આ દાણા પગ નીચે કચડવા માટે નથી. આ હીરાઓનુ મહત્ત્વપૂર્ણ સ્થાન મોઢા સિવાય બીજે કયાં છે? એ જ તેને માટે તેજુરી છે અને સુરક્ષિત સ્થાન છે.''

સમ્રાટે આગળ કહેવા માંડયું,—'જે દેશ અન્નનું અપમાન કરે છે, તેના વિષે જેટલી બેદરકારી સેવે છે, તે દેશ તેટલી હિંસા કરે છે અને તેટલું બીજાનું અન્ન ઝૂંટવી લે છે, બીજાનું ગળું દબાવે છે. વાત આગળ વધતાં વધુ રસિક બને છે. કહે છે કે તે અન્નપૂર્ણા દેવી સાક્ષાત્ આવી અને તેણે કહ્યું, તમે મારો આટલો બધો આદર કર્યો છે તેથી તમને તમારા જીવનમાં કદી અન્નની તંગી રહેશે નહિ. તમારા દેશમાં અન્નનો ભંડાર અક્ષય રહેશે.

---

* જુઓ "ઉપદેશ-તરંગિણી".

આરણ્યકમાં કહ્યુ છે કે —

**अन्नं न निन्द्यात् ।**

અર્થાત્-અન્નની નિંદા ન કરો, અવહેલના અને તિરસ્કાર ન કરો. આ જ કારણથી ભારતની સંસ્કૃતિમાં એંઠુ મૂકવામાં પાપ મમજવામાં આવે છે, અર્થાત્ જેટલા ભોજનની આવશ્યક્તા હોય તેટલું જ થાળીમાં લેવામાં આવે અને એંઠુ મૂકીને તેને વ્યર્થ ગટરમાં ન વહેવા દેવામાં આવે જે એંઠુ મૂકે છે તે અન્નદેવતાની અવહેલના કરે છે

આ પ્રમાણે અન્નનો એકેક દાણો સોનાના દાણાથી પણ મોંઘો છે, સોનાના દાણાના અભાવમાં કોઈ મરી જતુ નથી, પરંતુ અન્નના દાણા વિના હજારો નહિ લાખોએ તરફડીને પ્રાણ છોડયા છે પરિસ્થિતિ ઉપસ્થિત થતા જ અન્નનું અસલી મહત્ત્વ જાણી શકાય છે જેમને ત્યાં ભંડાર ભરેલા છે તેઓ ભલે અન્નની કદર ન કરે, પરંતુ તેવો પણ દિવસ આવે છે જ્યારે ભંડાર ખાલી પડી જાય છે અને અન્ન પોતાની કદર કરાવી લે છે

અન્ન રહેશે તો ધર્મ, જ્ઞાન, વિજ્ઞાન વગેરે બધુ રહેશે, અન્ન નહિ રહે તો તે બધુ નહિ રહે તમે જાણો છો ને કે જૈન-સાહિત્ય મૂળ આગમ સાહિત્યનો ઘણો મોટો ભાગ વિચ્છિન્ન થઈ ગયો છે તે કયાં ચાલ્યો ગયો? કેવી રીતે ચાલ્યો ગયો? આપે સાંભળ્યુ હશે કે બાર વર્ષનો ઘોર દુષ્કાળ પડ્યો હતો અને તે વખતે અનાજના એકેક દાણા માટે માણસો મરવા માંડ્યા હતા તે વખતે પેટનો પ્રશ્ન જ સૌથી મોટો અને મહત્ત્વપૂર્ણ બની ગયો હતો અને તેની પાસે સ્વર્ગ અને મોક્ષનો પ્રશ્ન ગૌણ બની ગયો હતો

જૈન ઇતિહાસ કહે છે કે એ વિરાટ જૈન સાહિત્ય અન્નના અભાવમાં ભૂખની ભયાનક જ્વાળાઓમાં ભસ્મ થઈ ગયુ કહે છે માણસો હીરા અને મોતીઓની પેટીઓ ભરીને લાવતા હતા, તેઓ પેટીઓ અર્પણ કરતા હતા અને સાથે સાથે આંસુઓના મોતીઓ પણ અર્પણ

કરતા હતા, ત્યારે મહા મહેનતે મોતીઓ બરાબર જુવારના દાણો મળતા હતા. તે જુવારના દાણા ઉપર ગમે તેમ કરી જીવન ગુજારવાનું હતું. એવો ભયાનક હતો તે દુષ્કાલ. જ્યારે આવી ભયંકર પરિસ્થિતિ હતી ત્યારે જ્ઞાન, વિજ્ઞાન અને વિવેક ક્યાંથી રહે ? મોટા મોટા સંત-પુરૂષો, ત્યાગીઓ અને વૈરાગીઓ તો સંથારા કરીને પરલોકમાં પધારી ગયા. પરંતુ સાધારણ જનતા તો ભૂખથી એબાકળી અને બાવરી બની ગઈ. ગભરાઈ ઊઠી. તે સમયની પરિસ્થિતિનો વિચાર જરા કરો. જે સાધક એક દિવસ ખૂબ ઠાઠથી સામ્રાજ્યને પણ ઠોકર લગાવી આવ્યા હતા તે પણ અન્નના થોડાક દાણાના અભાવમાં, આહાર ન મલવાથી ડગી ગયા.

વાસ્તવમાં આ તો જીવનનો પ્રશ્ન છે. તેનું યથાર્થ અધ્યયન કરશું તો તો આપણને રસ્તો મળશે અને ચિંતન કરશું નહિ તો માર્ગ મળશે નહિ. આપ બરાબર યોગ્ય ચિંતન કરશો તો આપને માલૂમ પડશે કે જેની અન સંબંધી આવશ્યકતાઓની પૂર્તિ થઈ જાય છે તે ખરેખર ભાગ્યશાળી છે અને જેની તે આવશ્યકતાની પૂર્તિ થતી નથી, તેના ભાગ્યનો કોઇ અર્થ રહેતો નથી

પરંતુ અત્યારે માણસોએ પુણ્યની કસોટી બીજી બનાવી રાખી છે. તેઓ જીવનના પુણ્યને હીરા, ઝવેરાત, સોના અને ચાંદીથી તોળે છે. જ્યાં હીરાના મોટા ઢગલાઓ હોય ત્યાં વધુ પુણ્ય માનવામાં આવે છે. પરંતુ જ્યારે પુણ્યને આ રીતે તોળવાનુ શરૂ થયું ત્યારે જીવનમાં સૌથી પહેલાં ગડબડ શરૂ થઈ. આ સબંધી આપે એ વિચારવું જોઈએ કે શાસ્ત્રકાર શું કહે છે, આપ શુ કહો છો અને બીજા સાથીઓ શુ કહે છે ?

થોડો વિચાર કરો. ગંભીર બનીને વિચારો. એક ગૃહસ્થ છે, તેને ત્યાં ખેતીવાડીનો ધધો છે. તે પરિશ્રમ દ્વારા કમાય છે, ન્યાય-નીતિમાં રહીને કમાય છે. બીજું કુટુંબ એક કમાઈનું છે. તેને ત્યાં દરરોજ હજાર પશુઓ કતલ કરવામાં આવે છે અને તે ધધાથી તેને ત્યાં હીરા અને ઝવેરાતનો ઢગલો બની જાય છે. હવે કોઈ

ખાનાર આગળના જન્મમાં અજગર બને છે અને ઓછું ખાવું ધર્મ માનવામાં આવે છે આપણામાં જે ઉણોદરી તપ છે અને જે ઉપવાસ પછી આવે છે, તે એક ઉત્કૃષ્ટ તપ છે. તપોમાં એક પછી બીજું અને બીજા પછી ત્રીજુ સૂક્ષ્મ થતું જાય છે; અર્થાત્ મહત્ત્વપૂર્ણ બનતું જાય છે. એક આચાર્યે કહ્યું છે કે ઉપવાસના કરતાં ઊણોદરી ઘણું જ મહત્ત્વપૂર્ણ છે. તેનું કારણ શું છે ? ઉપવાસમાં બિલકુલ ખવાય નહિ, ખાવા તરફ ધ્યાન પણ અપાતું નથી, પરંતુ ઊણોદરીમાં ઓછું ખાવામાં આવે છે. ખાવા બેસવુ અને જ્યારે સ્વાદિષ્ટ વાનીઓ ખાવાની મઝા આવતી હોય ત્યારે ઓછુ ખાવુ મુશ્કેલ છે. સ્વાદિષ્ટ બનાવેલા ભોજનનો વચ્ચે જ રસ છોડી દેવો તે ભોજન બિલકુલ ન કરવા કરતાં અધિક સાવધાની માગી લે છે. આ જબરજસ્ત ક્રાંતિ છે, ઇન્દ્રિયોનો નિગ્રહ છે આ પ્રમાણે ઓછુ ખાવું તે આપણામાં ધર્મ માનવામાં આવ્યો છે

પરંતુ ખાવાનું ઓછું પ્રાપ્ત થાય છે તે શું છે ? તેને પાપ માનવામાં આવ્યું છે ભારતની સંસ્કૃતિ કહે છે કે ઓછું ખાવું તે તો ધર્મ છે, પરંતુ ખાવાનું ઓછું મળવું તે પાપનો ઉદય છે. જે દેશમાં બાળકો, યુવાનો અને વૃદ્ધોને ખાવાનું મળતું નથી તે દેશની વ્યવસ્થા કરનારાઓ માટે પણ એ ગુન્હો છે. ઓછું ખાવાની શિક્ષા તો મળી છે, પરંતુ ખાવાનું ઓછું કેમ મળ્યું છે ? ઓછું ખાવાનું મળવું તે પાપ છે, કે જે હજારો બીજા પાપને કરાવે છે.

આ વિવેચનથી એ સ્પષ્ટ છે કે ધર્મને, પુણ્યને કે સત્કર્મને હીરા અને મોતીઓથી તોળવાં તે ખોટું છે, આ ખોટો રસ્તો પકડી લેવામાં આવ્યો છે. તેને તો જીવનની આવશ્યકતાઓથી તોળવા જોઈએ. જીવનની કોઈ પણ અનિવાર્ય આવશ્યકતાની સાક્ષાત પૂર્તિ હીરા, મોતી, ઝવેરાતથી થઈ શકતી નથી. સોનાની રોટલી બનાવી, મોતીઓનું શાક બનાવી અને હીરાનું પાણી પીને કોઈ પોતાના પ્રાણનું રક્ષણ કરી શકતું નથી તેને માટે તો અન્નની જ આવશ્યકતા પડે છે. અમીર હોય કે ગરીબ,

બંનેને અન્નના રાહ ઉપર ચાલવું પડે છે અને જીવન તો જીવનના માર્ગ ઉપર જ ચાલશે. આ સંબંધમાં એક આચાર્યે કહ્યું છે કે:—

पृथिव्यां त्रीणि रत्नानि, जलमन्नं सुभाषितम्।
मूढैः पाषाण खण्डेषु, रत्नसंज्ञा विधीयते॥

આ સંસ્કૃત પદ્ય છે, તેનો ગુજરાતી પદ્યાનુવાદ આ પ્રમાણે છેઃ–

ભૂમંડળમાં ત્રણ રત્ન છે, પાણી, અન્ન, સુભાષિત વાણી;
પત્થરના ટુકડામાં કરતા, રત્ન–કલ્પના પામર પ્રાણી

વાસ્તવિક રીતે આ પૃથ્વી ઉપર ત્રણ રત્નો જ ચમકી રહ્યા છે– જળ, અન્ન અને સુભાષિત વાણી. નદી, તળાવ કે નહેરમાં જે પાણી વહે છે તેના એકેક ટીપાંની તુલના મોતી અને હીરાથી કરી શકાય તેમ નથી. જે એવી તુલના કરે છે તે ભૂલે છે. અને અન્નનો એક એક દાણો ચમકતું રત્ન છે, જેનો પ્રકાશ હીરાની ચમકને પણ ઝાંખી બનાવી દે છે ત્રીજું રત્ન છે સુભાષિત વાણી અર્થાત મધુર વચન. જે વચન લાગેલા ઘા ઉપર મલમ–પટ્ટીનુ કામ કરે, પ્રેમનો ઉપહાર અર્પણ કરે, વિરોધીને પણ પોતાનો બનાવી દે અને જ્યારે મોઢામાંથી નીકળે ત્યારે એવુ લાગે કે જાણે ફૂલ ઝરે છે એવી વાણી સુભાષિત રત્ન છે.

જે મૂઢ છે—(અહીં આચાર્ય મૂઢ શબ્દનો પ્રયોગ કરે છે તેથી મારે પણ કરવો પડે છે)—અજ્ઞાની છે તેઓ પત્થરના ટુકડાઓમાં રત્નોની કલ્પના કરે છે પરંતુ પૂર્વોક્ત ત્રણ રત્નો જુદા જ છે અને આ ચમકતા પત્થરના ટુકડા જુદા જ છે.

રામાયણ કાળની ઘટનામાં આવું જ સુંદર તથ્ય કહેવામાં આવ્યું છે જ્યારે રામચંદ્ર ચૌદ વર્ષનો વનવાસ ભોગવીને, રાવણ સાથે લડાઈ લડયા પછી સીતા અને વાનરોને સાથે લઈને અયોધ્યા પધાર્યા ત્યારે મોટા મોટા શેઠ સાહુકારો અને સર્વે માણસો તેમના સન્માન માટે સામે ગયા. હજારોની સંખ્યામાં જનતા ત્યાં ગઈ. રામચંદ્રજીએ સર્વેને

ક્ષેમ-કુશળ પૂછયા પછી પ્રશ્ન કર્યો કે—"ઘરમાં બધી વ્યવસ્થા બરાબર છે ને? ધાન્યની કમી તો નથી ને?"

થોડાક માણસો રામચંદ્રજીના પ્રશ્નનો મર્મ સમજી ન શક્યા. તેમણે વિચાર્યું કે મહારાજ ભૂખ્યા આવ્યા હોય એમ લાગે છે ત્યારે તો તેમણે એ પૂછ્યું નહિ કે રત્નભંડાર તો ભર્યા છે ને! અને તે પણ ન પૂછ્યું કે ઘરમાં કેટલું ધન છે! પરંતુ પૂછ્યું કે 'ઘરમાં ધાન્યની કમી તો નથી!' માણસો કહેવા લાગ્યા કે વનમાં ખાવાનું મળ્યું લાગતું નથી તેથી મહારાજના ધ્યાનમાં ખાવાની અને અનાજની વાત રહી ગઈ છે

માણસોની આ ભાવના સમજતાં રામચંદ્રજીને વાર ન લાગી. તેમણે વિચાર્યું કે જેમનું પેટ ભરેલું છે તેમની દૃષ્ટિ અન્ન ઉપરથી હટી જઈ અન્યત્ર ભટકી ગઈ છે તેથી તેઓ મારા પ્રશ્નનું મહત્ત્વ સમજી શક્યા નથી અને હસવા લાગ્યા છે

રામચંદ્રજી અયોધ્યામાં આવી ગયા એક દિવસ કહેવામાં આવ્યું કે રામચંદ્રજી વનવાસથી ક્ષેમકુશળ પાછા પધાર્યા છે તેથી નગર-નિવાસીઓને પ્રીતિભોજન આપવા ઇચ્છે છે, તેથી સર્વે માણસોને આમંત્રણ છે અમુક સમય નિશ્ચિત કરવામાં આવ્યો અને બધા માણસો આવી પહોંચ્યા આમંત્રણ બધાને પ્યારું લાગે છે સાધારણ ઘરનું મળે તો પણ માણસોને તે મોટી ચીજ લાગે છે, ત્યારે સમ્રાટના ઘરનું મળે તે તો પછી કહેવું શું? આજે પં. જવાહરલાલ નહેરુને ત્યાં કોઈને એક પાણીનો પ્યાલો પણ મળ્યો હોય તો જુઓ, તેથી પણ અભિમાનની કેટલી પુષ્ટિ થાય છે રામને ત્યાં સર્વે માણસો જમવા આવ્યા અને પંગત બેસી ગઈ રામચંદ્રજીએ કહ્યું—ભાઈઓ! હું મારા હાથથી પીરસીશ અને પછી પીરસવાનું શરૂ કર્યું હીરા અને મોતીઓથી ભરેલી થાળીઓ આવી રામચંદ્રજીએ દરેકના ભાણામાં એકેક મુઠ્ઠી પીરસી

ભારતની પરંપરા છે કે જમાડનારની આજ્ઞા મળવા પછી જ ભોજન કરવાનો આરંભ કરવામાં આવે છે માણસોએ વિચાર્યું કે હીરા વગેરે તો ભેટ રૂપે પહેલા પીરસવામાં આવ્યા હશે, ભોજન તો હવે પીરસવામાં આવશે પરંતુ રામચંદ્રજીએ હાથ જોડી નિવેદન કર્યું — 'જમવાનું શરૂ કરો '

માણસો વિચારમાં પડી ગયા કે ખાવું શું ? ખાવાની કોઈ વસ્તુ તો પીરસવામાં આવી નથી

રામચંદ્રજી બોલ્યા—શું થયું ? એકેક હીરો લાખોના મૂલ્યનો છે, અણમોલ છે તમે બધા વિચારમાં કેમ પડી ગયા ?

માણસો બોલ્યા—મહારાજ ! અણમોલ તો છે તેનાથી ખિસ્સાં જરૂર ભરી શકાય છે, પરંતુ પેટ ભરી શકાતું નથી પેટ તો ભોજનથી જ ભરી શકાય

રામે ફરીને કહ્યું—આ હીરા તો ઘણા સુંદર છે તમારા જોવામાં પણ નહિ આવ્યા હોય, આ પેટ ભરવા માટે જ પીરસ્યા છે

માણસો કહેવા લાગ્યા—મહારાજ ! પરંતુ તે હીરાને પેટમાં નાખવા કેવી રીતે ? તે પેટનો નહિ ખીસ્સાનો ખોરાક છે

હવે રામચંદ્રજીએ અસલી મર્મ ખોલ્યો—ભાઈઓ ! હું જ્યારે અયોધ્યામાં પાછો આવ્યો ત્યારે મેં તમને સૌથી પહેલાં પ્રશ્ન કર્યો કે ઘરમાં ધાન્યની કમી તો નથી ! તો તમે બધા મદથી હસવા લાગ્યા તમારી આંખોમાં ધનનું મહત્ત્વ છે તમારે હીરા અને મોતી જ જોઈએ છે ધાન્યની જરૂરત જ ક્યાં છે ? બસ, ધન મળી ગયું તો ઠીક છે, તેથી જીવન નભી જશે

ત્યાર પછી રામચંદ્રજીએ આગળ કહ્યું—ભાઈઓ ? હવે તમે સમજી ગયા હશો ધનથી પહેલો નંબર ધાન્યનો છે, ધાન્ય મળશે તો ધન કમાવા માટે હાથ-પગ ચાલશે અને ધાન્ય નહિ મળે તો એક કોડી કમાવવા માટે પણ શરીર કામ નહિ કરે તમારો

સંકલ્પ ખોટે રસ્તે છે, તેથી સાચી સ્થિતિ તમે સમજી શકયા નથી. અન્નની ઉપેક્ષા એ જીવનની ઉપેક્ષા છે. અન્નની ઉપેક્ષા કરનાર રાષ્ટ્ર અપમાનિત થયા વિના રહેતું નથી જે દેશના માણસો અન્નને હીન દૃષ્ટિથી જોવા લાગ્યા, તે દેશ દુનિયાના દ્વાર ઉપર હીન દૃષ્ટિથી કેમ નહિ જોવામાં આવે?

અન્નની સમસ્યા જીવનની મુખ્ય સમસ્યા છે. તેથી ભગવાન ઋષભદેવ જ્યારે આ સંસારમાં અવતીર્ણ થયા અને તેમને ભૂખી જનતા મળી તો ધર્મનો ઉપદેશ આપ્યા પહેલાં તેમણે આજીવિકાનો જ ઉપદેશ આપ્યો અને તેમાં કૃષિ જ માત્ર એક એવી આજીવિકા હતી, કે જેનો સંબધ સાક્ષાત્ ઉદરપૂર્તિ સાથે હતો, હજારો આચાર્યોએ ભગવાનના ઉપદેશને ઊંચે ઉઠાવ્યો અને કહ્યું કે ભગવાને જે આર્ય વૃત્તિ શીખવી છે તેના મહિમાની કોઈ સીમા નથી. તેનું વર્ણન આચાર્યોએ પણ કર્યું છે અને મૂળ સૂત્રકારોએ પણ કર્યું છે.

માણસો કહી શકશે કે તે વખતે ભગવાન ગૃહસ્થ હતા. તેથી તેમણે ગૃહસ્થનો માર્ગ શીખવ્યો. વાત તો ઠીક છે. કૃષિને સર્વે માણસો ગૃહસ્થનો–સંસારનો માર્ગ કહે છે કોણ કહે છે કે તે મોક્ષ માર્ગ છે? પરંતુ પ્રશ્ન તો નીતિ અને અનીતિનો છે. ગૃહસ્થની આજીવિકા બન્ને રીતે ચાલે છે. કોઈ ગૃહસ્થ નીતિથી પોતાનો નિર્વાહ કરે છે અને કોઈ અનીતિથી, જુગાર રમીને, કતલખાનું ખોલીને, શિકાર કરીને, ચોરી કરીને અને એવો જ કોઈ અનીતિનો ધંધો કરીને નિર્વાહ કરે છે. આપ તે બેમાંથી કોને સારો સમજો છો?

જ્યાં નીતિ છે ત્યાં પુણ્ય છે. ભગવાને સંસારની નીતિ શીખવી, અનીતિ શીખવી નથી. શિકાર ખેલવાનું શીખવતે તો તે પણ આજીવિકાનો એક માર્ગ છે, પરંતુ તે અનીતિનો માર્ગ છે. તેથી ભગવાને તે માર્ગ શીખવ્યો નથી.

જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમાં જ્યાં યુગલીયાઓની જીવન-લીલાનું વર્ણન છે ત્યાં એ ઉલ્લેખ છે કે ભગવાને તેમને ત્રણ કર્મ શીખવ્યા. કહ્યું છે કે—

पयाहियाए उवदिसइ।

અર્થાત્-પ્રજાના હિતને માટે, કલ્યાણને માટે આ બધી કળાઓ શીખવી.

ભગવાને શીખવેલી કળાઓ " રિપટ પડે કી હરગંગા " ન હતી, અર્થાત્ સમજ્યા વિના કળાઓ શીખવી ન હતી. એક વૃદ્ધ ઠંડીમાં ગંગાના કિનારે કિનારે ચાલતો જતો હતો. તેનો પગ લપસ્યો અને તે ગંગામાં પડ્યો. જ્યારે પડી ગયો તો કહેવા લાગ્યો, " હરગંગા, હરગંગા ". તેને " રિપટ પડે કી હરગંગા" કહે છે. ભગવાને આ રીતે સમજ્યા વિના કળાઓ શીખવી ન હતી. તેમણે વિવેક સહિત વિચાર કર્યો, નીતિ ઉપર દૃષ્ટિ રાખી અને પ્રજાના કલ્યાણની કલ્પના કરી. માણસોને નરકના દરવાજે પહોંચાડવા નહિ, પરંતુ કલ્યાણના માર્ગ ઉપર આરૂઢ કરાવવા માટે, રાક્ષસ બનાવવા માટે નહિ, પરંતુ મનુષ્યની મનુષ્યતાને કાયમ રાખવા માટે કૃષિ વગેરે કળાઓનું શિક્ષણ આપ્યું હતું.



સકલ્પ ખોટે રસ્તે છે, તેથી સાચી સ્થિતિ તમે સમજી શકયા નથી અન્નની ઉપેક્ષા એ જીવનની ઉપેક્ષા છે અન્નની ઉપેક્ષા કરનાર રાષ્ટ્ર અપમાનિત થયા વિના રહેતું નથી જે દેશના માણસો અન્નને હીન દૃષ્ટિથી જોવા લાગ્યા, તે દેશ દુનિયાના દ્વાર ઉપર હીન દૃષ્ટિથી કેમ નહિ જોવામા આવે?

અન્નની સમસ્યા જીવનની મુખ્ય સમસ્યા છે તેથી ભગવાન ઋષભદેવ જ્યારે આ સસારમા અવતીર્ણ થયા અને તેમને ભૂખી જનતા મળી તો ધર્મનો ઉપદેશ આપ્યા પહેલાં તેમણે આજીવિકાનો જ ઉપદેશ આપ્યો અને તેમા કૃષિ જ માત્ર એક એવી આજીવિકા હતી, કે જેનો સબધ સાક્ષાત્ ઉદરપૂર્તિ સાથે હતો. હજારો આચાર્યોએ ભગવાનના ઉપદેશને ઊચે ઉઠાવ્યો અને કહ્યુ કે ભગવાને જે આર્ય વૃત્તિ શીખવી છે તેના મહિમાની કોઈ સીમા નથી તેનું વર્ણન આચાર્યોએ પણ કર્યું છે અને મૂળ સૂત્રકારોએ પણ કર્યું છે

માણસો કહી શકશે કે તે વખતે ભગવાન ગૃહસ્થ હતા તેથી તેમણે ગૃહસ્થનો માર્ગ શીખવ્યો વાત તો ઠીક છે કૃષિને સર્વે માણસો ગૃહસ્થનો–સસારનો માર્ગ કહે છે કોણ કહે છે કે તે મોક્ષ માર્ગ છે? પરંતુ પ્રશ્ન તો નીતિ અને અનીતિનો છે ગૃહસ્થની આજીવિકા બન્ને રીતે ચાલે છે કોઈ ગૃહસ્થ નીતિથી પોતાનો નિર્વાહ કરે છે અને કોઈ અનીતિથી, જુગાર રમીને, કતલખાનું ખોલીને, શિકાર કરીને, ચોરી કરીને અને એવો જ કોઈ અનીતિનો ધધો કરીને નિર્વાહ કરે છે આપ તે બેમાંથી કોને સારો સમજો છો?

જ્યા નીતિ છે ત્યા પુણ્ય છે ભગવાને સસારની નીતિ શીખવી, અનીતિ શીખવી નથી શિકાર ખેલવાનું શીખવતે તો તે પણ આજીવિકાનો એક માર્ગ છે, પરંતુ તે અનીતિનો માર્ગ છે તેથી ભગવાને તે માર્ગ શીખવ્યો નથી

પ્રત્યે પ્રમાણિક રહી શકશું નહિ તેથી બારિકતાથી વિચારવું જોઈએ કે હિંસા-અહિંસા શું છે?

એ એક લાંબી ચર્ચા છે પ્રાય: જ્યારે માણસો આ પ્રશ્ન ઉપર વિચાર કરવા માટે શાસ્ત્રોના પાના ઉથલાવે છે તો પહેલેથી જ અમુક આગ્રહ રાખી લીધેલો હોય છે. અને જ્યારે એવી રીતે થાસે છે તો તેમનો આગ્રહ એક બાજુ વળે છે અને શાસ્ત્રોનો અવાજ બીજી બાજુ વળે છે. આવી સ્થિતિમાં પ્રાય· આગ્રહનો અવાજ તો સાંભળી લેવામા આવે છે અને શાસ્ત્રોનો સ્વર દૂર જઈને પડે છે, સાંભળવામાં આવતો નથી. પરંતુ તેથી સત્યતા હાથ લાગતી નથી, વાસ્તવિકતાની સમજણ પડતી નથી, કેવળ થોડોક આત્મ-સંતોષ મળી જાય છે. તેથી કોઈ પણ તત્ત્વ ઉપર વિચાર કરતી વખતે આપણી બુદ્ધિ નિષ્પક્ષપાતી હોય એ ખાસ આવશ્યક છે. તટસ્થ બુદ્ધિ જ સત્ય નિર્ણય કરી શકે છે

એક ન્યાયાધીશ છે અને વાદી તથા પ્રતિવાદી તેના ન્યાયાલયમાં આવે છે કિંતુ જો ન્યાયાધીશ કોઈ એક પક્ષ તરફ બળવાન બુદ્ધિ રાખી લે છે તો તે ન્યાયાધીશની ખુરસી કે ન્યાયના સિંહાસનની જવાબદારી પૂરી રીતે નિભાવી શકતો નથી. આપને માલુમ પડશે કે ન્યાયાધીશ તટસ્થ નથી તો આપ તે ન્યાયાલય છોડીને બીજા ન્યાયાલયમાં જવાની અરજી કરો છો. જો કે એ વાત તો બરાબર છે કે ફેંસલા વાદી કે પ્રતિવાદી-એમાથી એકની તરફેણમા જ આવવાનો છે, પરંતુ નિર્ણય આપ્યા પહેલાં જ જો નિર્ણય કરી લીધો હોય અને મનમાં પહેલેથી જ પક્ષપાત ભરી લીધો હોય તો ન્યાય આપવાની જવાબદારી બરાબર પૂરી કરી શકાતી નથી. પક્ષપાતની દુર્ગંધ આવે છે ત્યારે કર્તવ્યની ભાવના ઝાંખી પડી જાય છે. એ જ વાત શાસ્ત્રોના સંબંધમાં છે. તેથી આપણે કોઈ પણ શાસ્ત્રીય વિષય ઉપર ઊંડાણથી વિચાર કરવા માટે ઉદ્યત થઈએ તે પહેલાં આપણી બુદ્ધિને નિષ્પક્ષ અવશ્ય બનાવી લેવી જોઈએ, તટસ્થતા જરૂર રાખવી જોઈએ.

# શ્રાવક અને સ્ફોટજીવિકા

હિંસા અને અહિંસાનો પ્રશ્ન એટલો ગહન છે કે જ્યાં સુધી ઊંડાણમાં ઉતરી તેના ઉપર વિચાર કરવામાં ન આવે ત્યાં સુધી તેની વાસ્તવિક રૂપરેખા આપણી સામે આવી શકતી નથી. પ્રાયઃ જોવામાં આવે છે કે માણસો શબ્દોને પકડીને ચાલે છે, પરિણામેઃ તેમના હાથમાં કોઈ તત્ત્વનું કેવળ ખાલી ખોખું રહી જાય છે અને તેનો રસ તો નીચોવાઈ જાય છે. જે ફળનો રસ નીચોવાઈ જાય છે અને માત્ર ઉપરનું ખોખું રહી જાય છે તેનું કાંઈ મૂલ્ય નથી. તે કેવળ ભાર રૂપ છે. તેમો બીજો કાંઈ અર્થ નથી. હિંસા-અહિંસાના સંબંધમાં પણ આજકાલ એ જ જોવામાં આવે છે. માણસો પ્રાયઃ હિંસા-અહિંસાના શબ્દોને ઉપરથી પકડીને બેસી ગયા છે, તેથી તે શબ્દોની અંદર રહેલો મર્મ તેમની સમજમાં આવતો નથી.

હિંસા અને અહિંસાનો મર્મ સમજવા માટે કેટલાય દિવસથી આપનો સમય લેવાયો છે અને તે ઉપર હું પ્રવચન આપું છું. તેનો ઉપયોગ કેવળ મનોરંજન રૂપે કરવાનો નથી. મારો ઈરાદો છે કે અહિંસાની સ્પષ્ટ રેખા જનતા સામે આવવી જ જોઈએ અને જ્યાં સુધી તે આવશે નહિ ત્યાં સુધી આપણે ધર્મ પ્રત્યે અને સમાજ

પ્રત્યે પ્રમાણિક રહી શકશું નહિ તેથી બારિકતાથી વિચારવું જોઈએ કે હિંસા-અહિંસા શું છે?

એ એક લાંબી ચર્ચા છે. પ્રાયઃ જ્યારે માણસો આ પ્રશ્ન ઉપર વિચાર કરવા માટે શાસ્ત્રોના પાના ઉથલાવે છે તો પહેલેથી જ અમુક આગ્રહ રાખી લીધેલો હોય છે. અને જ્યારે એવી રીતે થાલે છે તો તેમનો આગ્રહ એક બાજુ વળે છે અને શાસ્ત્રોનો અવાજ બીજી બાજુ વળે છે. આવી સ્થિતિમાં પ્રાયઃ આગ્રહનો અવાજ તો સાંભળી લેવામાં આવે છે અને શાસ્ત્રોનો સ્વર દૂર જઈને પડે છે, સાંભળવામાં આવતો નથી. પરંતુ તેથી સત્ય હાથ લાગતી નથી, વાસ્તવિક્તાની સમજણ પડતી નથી; કેવળ થોડોક આત્મ-સંતોષ મળી જાય છે, તેથી કોઈ પણ તત્ત્વ ઉપર વિચાર કરતી વખતે આપણી બુદ્ધિ નિષ્પક્ષપાતી હોય એ ખાસ આવશ્યક છે. તટસ્થ બુદ્ધિ જ સત્ય નિર્ણય કરી શકે છે.

એક ન્યાયાધીશ છે અને વાદી તથા પ્રતિવાદી તેના ન્યાયાલયમાં આવે છે. કિંતુ જો ન્યાયાધીશ કોઈ એક પક્ષ તરફ બળવાન બુદ્ધિ રાખી લે છે તો તે ન્યાયાધીશની ખુરસી કે ન્યાયના સિંહાસનની જવાબદારી પૂરી રીતે નિભાવી શકતો નથી. આપને માલૂમ પડશે કે ન્યાયાધીશ તટસ્થ નથી તો આપ તે ન્યાયાલય છોડીને બીજા ન્યાયાલયમાં જવાની અરજી કરો છો. જો કે એ વાત તો બરાબર છે કે ફેંસલા વાદી કે પ્રતિવાદી-એમાંથી એકની તરફેણમા જ આવવાનો છે, પરંતુ નિર્ણય આપ્યા પહેલાં જ જો નિર્ણય કરી લીધો હોય અને મનમાં પહેલેથી જ પક્ષપાત ભરી લીધો હોય તો ન્યાય આપવાની જવાબદારી બરાબર પૂરી કરી શકાતી નથી. પક્ષપાતની દુર્ગંધ આવે છે ત્યારે કર્તવ્યની ભાવના ઝાંખી પડી જાય છે. એ જ વાત શાસ્ત્રોના સંબંધમાં છે. તેથી આપણે કોઈ પણ શાસ્ત્રીય વિષય ઉપર ઊંડાણથી વિચાર કરવા માટે ઉદ્યત થઈએ તે પહેલાં આપણી બુદ્ધિને નિષ્પક્ષ અવશ્ય બનાવી લેવી જોઈએ, તટસ્થતા જરૂર રાખવી જોઈએ.

નિષ્પક્ષ બુદ્ધિ રાખવામાં આવશે તો સિદ્ધાંત અને જીવનને બરાબર ઓળખી શકાશે અને સમાજ તથા દેશ માટેના કર્તવ્યને પણ જાણી શકાશે અન્યથા શાસ્ત્રોના ખોટા અર્થો થશે અને પોતાના જીવનને પણ બરાબર જાણી શકશો નહિ. આચાર્ય હરિભદ્રે એક સુંદર વાત કહી છે કે—

**आग्रही वत निनीषति युक्तिं, तत्र यत्र मतिरस्य निविष्टा ।**
**पक्षपातरहितस्य तु युक्तिर्यत्र तत्र मतिरेति निवेशम् ॥**

જ્યારે કદાગ્રહી અને પક્ષપાતી મનુષ્ય કોઈ સિદ્ધાંત ઉપર વિચાર કરે છે ત્યારે તે શાસ્ત્રોને, દલીલોને અને ઉક્તિઓને પણ ખેંચીને, ઘસડીને જ્યાં તેની બુદ્ધિએ પહેલાથી જ પગપેસારો કરી રાખ્યો હોય છે ત્યાં લઈ જાય છે. એવા માણસો શાસ્ત્રના આશયને અને ઔચિત્યને જોઈ શકતા નથી. બસ, તેમની ધારણાને કેવી રીતે પુષ્ટિ મળે તે જ તેમનું ધ્યેય હોય છે. પરંતુ જે પક્ષપાત રહિત હોય છે તે પોતાની બુદ્ધિ, કલ્પના કે ધારણાને યુક્તિ કે શાસ્ત્રનું કથન જ્યાં હોય છે ત્યાં લઈ જાય છે.

પક્ષપાત કોને કહે છે? પક્ષનો અર્થ પાંખ થાય છે. પક્ષી જ્યારે ઉડે છે ત્યારે બન્ને પાંખો બરાબર અને સમ રાખવી જોઈએ. ત્યારે જ તે ઠીક રીતે ગતિ કરી શકે છે, ઊડી શકે છે અને લાંબા મેદાનોને પણ પાર કરી શકે છે. જો તે પક્ષીને એક પાંખ તૂટી જાય તો તે ઊડી શકતું નથી. તે પ્રમાણે જ્યાં પક્ષપાત થયો, મનુષ્ય એક પક્ષનો સહારો લઈને ચાલ્યો ત્યાં સિદ્ધાંત, વિચાર અને ચિંતન ઊંચે ઊડી શકતાં નથી એટલે પક્ષપાતનો અર્થ છે—પક્ષની પાંખ તૂટી જવી. જ્યારે આપણે સિદ્ધાંતના કોઈ વિષય ઉપર વિચાર કરીએ ત્યારે આપણું દિલ અને મગજ બન્ને સાફ રાખવા જોઈએ અને ગંભીર વિચાર-મંથનથી જે સત્યનું નવનીત નીકળે તેને ગ્રહણ કરી લેવા તૈયાર રહેવું જોઈએ. આની ઘણી જ આવશ્યકતા છે.

પહેલાં આપણી બુદ્ધિ વિશાળ હતી તો આપણે આગ્રહને, અહંકારને અથવા કોઈ એક વ્યક્તિને મહત્ત્વ આપતા ન હતા; પરંતુ સત્યને અવસ્ય મહત્ત્વ આપતા હતા અને સત્યની પૂજા કરતા હતા. જ્યાં સત્યની પૂજા થાય છે ત્યાં ઈશ્વરની પૂજા છે. નાળિયેર ચઢાવી દેવું, નૈવેદ્ય ધરી દેવા અથવા માથું નમાવી દેવું તે પૂજા નથી, પરંતુ સત્યની પૂજા જ ઈશ્વરની સાચી પૂજા છે.

જે મનુષ્ય તટસ્થભાવથી આગળ વધે છે અને પોતાની બદ્ધમૂળ માન્યતાઓ અને આગ્રહને ઠોકર લગાડે છે અને તેને બદલે સામે આવતા સત્યની સમક્ષ માથુ ઝૂકાવે છે, સત્યને વંદના કરે છે, તે જ મર્મને મેળવી શકે છે, તે જ પોતાના જીવનને કૃતાર્થ કરી શકે છે, પછી ભલે તે નવયુવક હોય, બાળક હોય, વૃદ્ધ હોય, ગૃહસ્થ હોય, સાધુ હોય, તે પોતાની મેળે ઘણો ઊંચો ઊઠી શકે છે. તેના જીવનની દોડ ઈશ્વરીય દોડ હોય છે. તે પોતાની મહત્તાને અધિકાધિક ઊંચે લઈ જાય છે, પતન તરફ લઈ જતો નથી.

સત્યનો માર્ગ સુગમ નથી તે ઘણો મુશ્કેલ માર્ગ છે. ભારતના એક સંતે કહ્યુ છે કે —

> क्षुरस्य धारा निशिता दुरत्यया,
> दुर्गं पथस्तत् कवयो वदन्ति।
>
> —कठोपनिषद्

અર્થાત્–છરાની ધાર ઉપર ચાલવુ મુશ્કેલ છે જે માર્ગમાં છરા બિછાવેલા હોય અને તરવારોની ધાર ઉપર જડેલી હોય, તે માર્ગ ઉપર ચાલનાર–નાચનાર કેટલી સાવધાનીથી અને કેટલી મોટી તૈયારી સાથે એકેક કદમ રાખે છે અને કેવળ તટસ્થતા રાખે છે અને અંતે નાચ કરે છે. પરંતુ સત્યનો માર્ગ છરાની ધારથી પણ મુશ્કેલ છે, વિદ્વાનો તેને દુર્ગમ બતાવે છે મોટા મોટા વિદ્વાનો પણ તે ઉપર ચાલતા ગબડી પડે છે

પરંતુ તેથી કોઈ ઉપર ઘૃણા કે દ્વેષ કરવાની જરૂર નથી તે તો માર્ગ જ એવો છે કે ડગી જવું, લપસી જવું કે વિચલિત થઈ જવું તે કાંઈ મોટી વાત નથી ગીતામાં શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે—

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिता ।

અર્થાત્—કર્મ શું છે અને અકર્મ શું છે? ધર્મ શું છે અને અધર્મ શું છે? પુણ્ય શું છે અને પાપ શું છે? તેનો નિર્ણય કરવામાં મોટા મોટા વિદ્વાનો પણ ચક્કર ખાઈ જાય છે

તેથી આ માર્ગ ઉપર પંડિતાઈનો ભાર લાદીને પણ ચાલી શકાતું નથી તેની ઉપર તો સત્યની દૃષ્ટિ રાખીને, પોતાને સત્યના ચરણોમાં સમર્પિત કરીને જ ચાલી શકાય છે—ચાલવું જોઈએ વ્યર્થ પંડિતાઈનો ભાર લાદીને ચાલશો તો નિર્ણય કરી શકશો નહિ અત્ર પ્રત્યે ગદ્‌ગદ્ ભાવ અને સહજ ભાવ રાખીને સાધક ચાલશે તો સંભવ છે કે તેને સત્યનો પતો લાગી જાય તેના અભાવમાં વિદ્વાનો પણ સત્યનો પ્રકાશ પ્રાપ્ત કરી શકતા નથી

તમારું અધ્યયન ગમે તેટલું અલ્પ હોય, પરંતુ જો તમે સત્યને તમારું લક્ષ બનાવી રાખેલું હશે અને સહજ ભાવથી તેને ગ્રહણ કરવા માટે તમે તૈયાર હશો તો તમે સત્યની નિકટ પહોંચી શકશો તેથી ઊલટું મોટા મોટા વિદ્વાનો પણ અહંકાર અને પાંડિત્યના ચક્કરમાં પડી જઈ સત્યના દ્વાર સુધી પણ પહોંચી શકતા નથી

આ સંબંધમાં આપણા આચાર્યોએ ઊંચી ઊંચી વાતો કહી છે, એટલી બધી ઊંચી કે અમારા વિચારો એટલા ઊંચા નથી કે તે વાતો સુધી પહોંચી શકે અને તેને અડકી શકે

પરંતુ સત્યના મહત્ત્વની પાસે મહાનમાં મહાન્ વ્યક્તિ પણ

હીન છે. આપણે વ્યક્તિને મહત્ત્વ આપીએ છીએ, પરંતુ વિચાર કરવાથી વિદિત થશે કે તેને તે મહત્ત્વ સત્ય દ્વારા જ મળ્યું છે. વ્યક્તિનું પોતાનું શું મહત્ત્વ છે? તે તો હાડકાં અને માંસનું માળખુ છે. પરંતુ જ્યારે તે સત્યની પૂજા માટે ઉદ્યત થાય છે, સત્યના જ પડછાયામાં રહે છે અને સત્યના સામ્રાજ્યમા વિચરે છે તો તેની પૂજા થવા લાગે છે, તેનું આદર–સન્માન થવા લાગે છે. તે પૂજા, તે આદર અને સન્માન તેના શરીરના માળખાનું થતું નથી, પરંતુ તેની સત્યનિષ્ઠાનું થાય છે.

એક માણસ સીધો ઉભો રહે અને તેનું માથું છતને અડકે તો તેના શરીરની ઊંચાઈ જોનાર માટે તમાશો જરૂર બની જાય, પરંતુ તે આપણી શ્રદ્ધા કે ભક્તિનું પાત્ર બની શકતું નથી. પરંતુ જીવનની અને સત્યની જે ઊંચાઈ છે તે અવશ્ય આદર–સન્માનની વસ્તુ બની જાય છે. તે ઊંચાઈ જોનાર માટે તમાસો બનતી નથી, પરંતુ પોતાના ચરણમાં ઝૂકાવનાર બને છે.

તેથી અમારા આચાર્યોએ કહ્યું છે કે તમે વ્યક્તિને કેમ મહત્ત્વ આપો છો? "અમારા ગુરુએ આમ કહ્યું છે કે તેમ કહ્યું છે"—એવી એવી વાતો કરી આપ ઝગડો ત્યારે તમારી સામે સત્ય ઊભું ઊભું જે કાંઈ કહે છે તેનો પોકાર તમે ક્યાં સાંભળો છો? આ કેવી ગડબડ છે! આવી વાતો જોઈને દુઃખ થાય છે. તેથી આપણે સમજવું જોઇએ કે સત્યનું મહત્ત્વ સર્વોપરી છે અને વ્યક્તિનું જે મહત્ત્વ છે તે તો સત્યને જ આભારી છે. સંપ્રદાયનું, સમાજનું અને વ્યક્તિનું જે મહત્ત્વ છે તે સત્યની પાછળ જ છે. સત્યની મોટાઈથી જ વ્યક્તિમાં મોટાઈ આવે છે.

એક જૈનાચાર્ય ઘણી મોટી વાત કહી ગયા છે. તે જૈનાચાર્ય શ્રી હરિભદ્ર ઘણા વિદ્વાન હતા અને તેમની વિદ્વતાને કાળની છાયા પણ હલકી કરી શકી નથી. તેમની વાણી હું આપની સામે રાખું છું. તેમણે કહ્યું છે કે—

पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः॥

—हरिभद्र

ભગવાન મહાવીર પ્રત્યે આપણો પક્ષપાત નથી તેઓ આપણી જાતિના કે સગા-સંબંધી ન હતા. તેઓ ભગવાન બની ગયા છે તેથી તેમની વાણી સંબંધમાં આપણે જે વિચાર કરીએ છીએ તે પક્ષપાતથી કરતા નથી અને કપિલ વગેરે ઋષિ-મહર્ષિ થઈ ગયા છે, તેમના પ્રત્યે આપણને દ્વેષ નથી, ઘૃણા નથી જે કોઈ સત્યના ઉપાસકો આવ્યા છે તે બધાના વિચારોને આપણે અપનાવ્યા છે અને તે બધાની વાણીનું ચિંતન અને મનન કરીએ છીએ જેના વિચારો સત્યની કસોટી ઉપર સાચા ઉતર્યા છે તેમના જ વિચારોનો સ્વીકાર કરીએ છીએ અને તેમનું જ આદર-સન્માન પણ કરીએ છીએ.

એમ દેખાય છે કે આચાર્યે ભગવાનને પણ ત્રાજવા ઉપર રાખ્યા છે, પરંતુ આચાર્ય સત્યને તોળે છે અને તે બરાબર તોળાય છે. જો આ ત્રાજવા ઉપર અમુક ખાસ સંપ્રદાયને રાખીને તોળવામાં આવે તો તે તોલમાં પૂરો ન ઉતરે. સત્ય રાખીને તોળશો તો તે તોલું બરાબર ઉતરશે

આપે વિચાર કરવો જોઈએ કે આપ ભગવાનની પૂજા શા માટે કરો છો? તેમનો સત્કાર અને સન્માન શા માટે કરો છો? તેમનો જે સત્ય માર્ગ છે તે જ તેમની પૂજા અને સત્કાર-સન્માન કરાવે છે

ભારતના એક મોટા આચાર્યે તો ભગવાનના જ મુખથી કહેવડાવ્યું છે કે.—

तापाच्छेदान्निकषात्सुवर्णमिव पण्डितैः।
परीक्ष्य भिक्षवो ग्राह्यं, मद्वचो न तु गौरवात्॥

ભગવાને પોતાના સર્વે શિષ્યોને કહ્યું, હે ભિક્ષુઓ! સાધુઓ!

મારા વચનોનો પણ વિચાર કરો. મારા વચનોને પણ પારખો. વિચારીને અને પારખીને ગ્રહણ કરવા યોગ્ય લાગે તો ગ્રહણ કરો. મારી મહાનતા ખાતર મારા વચનોને ન માનો. સત્યનો પક્ષ ન રાખતાં કેવળ ગુરુનો પક્ષ રાખવો તે ઉચિત નથી.

કેટલી મોટી વાત કહી છે. જે સત્યનો નિર્ણય કરવા ઉદ્યત હોય છે તે વ્યક્તિ-વિશેષને વધુ મહત્ત્વ આપતા નથી, સત્યને જ વધુ મહત્ત્વ આપે છે. કહ્યું છે કે:—

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः।

માથાના વાળ સફેદ થઈ જવાથી જ કોઈ મોટું થઈ જતું નથી. જેના વિચારો સ્પષ્ટ બની ગયા હોય, તે જ મોટા છે, પછી ભલે તે ઉમરમાં નાના હોય. જેમના વિચારોમાં કાંઈ સમજણ આવી નથી, તેનું માથું બગલા જેવું સફેદ બની જાય તો પણ તે મોટા નથી.

જે ચર્ચા ચાલી રહી છે તેના સંબંધમાં સાચા નિર્ણય ઉપર આવવા માટે આટલી ભૂમિકા ઉપર આપણે દરેકે સંકલ્પ કરવો જ જોઈએ. ત્યારે જ આપણે સત્યને કિનારે પહોંચી શકશું.

હિંસા અને અહિંસા બે વસ્તુઓ છે. પ્રશ્ન એ છે કે જૈન ધર્મ શું શીખવે છે? જૈન ધર્મ હિંસાથી અહિંસાના માર્ગ તરફ જવાનું શીખવે છે કે અહિંસાથી હિંસા તરફ જવાનો માર્ગ બતાવે છે? જૈન ધર્મ અંધકારથી પ્રકાશ તરફ લઈ જાય છે કે પ્રકાશથી અંધકાર તરફ લઈ જાય છે? જે પ્રકાશથી અંધકાર તરફ લઈ જાય તે ધર્મ નથી, ગુરુ નથી અને ભગવાન પણ નથી. જો તમે આ વાતનો સ્વીકાર કરતા હો તો તમારે એ પણ સ્વીકારવું જોઈએ કે ભગવાન ઋષભદેવ જનતાને, જેમાં આપણો પણ સમાવેશ થાય છે, અંધકારથી પ્રકાશ તરફ લઈ ગયા હતા, પ્રકાશથી અંધકાર તરફ નહિ.

આપણે માનીએ છીએ કે ભગવાન ઋષભદેવે શરૂઆતમાં જે

કાંઈ શીખવ્યુ તે ગૃહસ્થ અવસ્થામા શીખવ્યુ હતું, પરંતુ ત્યારે પણ તેમનામા કયુ સમ્યકત્વ હતુ? શાસ્ત્રો પ્રમાણે તેમનામાં ક્ષાયિક સમ્યગ્દષ્ટિ હતી તેનો અર્થ એ છે કે તેમની વિચારદષ્ટિમાં લેશ માત્ર મેલ ન હતો જ્યા થોડી ઘણી પણ મલિનતા હોય છે ત્યા ક્ષયોપશમ સમ્યગ્દષ્ટિ હોય છે મલિનતાની ન્યૂનાધિકતાના કારણથી ક્ષયોપશમ દષ્ટિ અનેક પ્રકારની હોય છે પરતુ ક્ષાયિક સમ્યગ્ દષ્ટિ પૂરી રીતે પવિત્ર અને નિર્મળ હોય છે અને જ્યા પૂર્ણતા છે ત્યા ભેદ હોતો નથી તે જ કારણ છે કે જ્યા મતિજ્ઞાન વગેરે ક્ષયોપશમિક જ્ઞાનોના સેકડો ભેદ કર્યા છે ત્યાં ક્ષાયિક જ્ઞાન-કેવળજ્ઞાન એક જ પ્રકારનું બતાવ્યુ છે આ પ્રમાણે ક્ષયોપશમ સમ્યકત્વના અસખ્ય ભેદ છે, ત્યાર ક્ષાયિક સમ્યકત્વ અખડ છે તો ક્ષાયિક સમ્યકત્વમા આ વિશિષ્ટતા કયાથી આવી? જો તેમા મિથ્યાત્વ-મોહનીયજન્ય અર્થ-વિચારોનો જરા પણ મેલ હોય તો કોઇને અશમા અવશ્ય ભેદ થઈ જાય જ્યા અપૂર્ણતા છે ત્યા ભિન્નતા અનિવાર્ય છે અને જ્યાં અભિન્નતા છે, અખડતા છે, ત્યા પૂર્ણતા અવશ્ય છે ક્ષાયિક સમ્યકત્વની ભૂમિકા એટલી બધી વિશુદ્ધ છે કે ત્યાં દર્શન સંબંધી વિકારોનો મેલ નથી અને જો મેલ રહેતો નથી તો પછી તે અખડ-નિર્વિકલ્પ બની જાય છે

ભગવાનને તો નિર્મળ ક્ષાયિક સમ્યકત્વ હતુ આપ અનુમાન કરી લો કે ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત કરવા માટે કેટલી અનુકપા હોવી જોઈએ? સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકય-આ સમ્યક્ત્વના લક્ષણો છે પરંતુ જે સૌથી અધિક ચમકનાર ગુણ છે અને જેનાથી સમ્યકત્વ ઓળખી શકાય છે તે અનુકંપા છે

ભગવાનના હૃદયમાં કેટલી દયા, કેટલી કરુણા અને કેટલી અનુકંપા હતી! તેમના અંતકરણમાં કરુણાનો સાગર ઉછાળા મારતો હતો તેઓ જે પ્રવૃત્તિ કરતા તેમાં ભલે અનિવાર્ય હિંસા હોય, પરંતુ તે હિંસા પાછળ પણ કરુણા રહેલી હતી કદાચ આપ કહેશો કે

પ્રકાશ અને અંધકારને પીસીને એક બનાવવાનો પ્રયત્ન કરો છો? પરંતુ એમ નથી. હિંસા આચારથી થાય છે પરંતુ વિચારમાં તો દયા અને કરૂણાનું ઝરણું વહેતું રહી શકે છે

સારાંશ એ છે કે બીજા સમ્યક્ત્વમાં તો વિચાર સંબંધી આંશિક મેલ ચાલી શકે છે, પરંતુ ક્ષાયિક સમકિતમાં તે મેલ ચાલી શકે નહિ. ભગવાન ઋષભદેવની જે પ્રવૃત્તિ થઈ છે તે ક્ષાયિક સમ્યક્ત્વની ભૂમિકાથી થઈ છે. અને જ્યાં ક્ષાયિક સમ્યક્ત્વ છે ત્યાં અસીમ અનુકંપા હોય છે. સમ્યક્ત્વ તો હોય, પરંતુ અનુકંપા ન હોય એવું તો બની જ ન શકે. સૂર્ય તો હોય, પરંતુ પ્રકાશ ન હોય, સાકરનો ટુકડો તો હોય, પરંતુ મિઠાશ ન હોય તે બનવું જ અસંભવ છે. એવું બનતું જ નથી. એટલે સમકિત સાથે અનુકંપાનો અવિનાભાવી સંબંધ છે. અનુકંપા વિના સમ્યક્ત્વ રહી શકતું નથી. અનુકંપાના અભાવમાં સમ્યક્ત્વની કલ્પના પણ કરી શકાય નહિ.

આ દૃષ્ટિથી વિચાર કરશો તો સ્પષ્ટ જાણી શકશો કે ભગવાન ઋષભદેવની જે પ્રવૃત્તિઓ થઈ છે તેમાં અનુકંપા રહેલી જ હતી. દયાનું ઝરણું ભગવાનના અંતઃકરણમાંથી ઝરતું જ રહ્યું હતુ અને તે ઝરણા સાથે જ સર્વે ક્રિયાઓ થઈ હતી. તે સમયની પરિસ્થિતિ એવી હતી કે જનતા ઉપર વિપત્તિના ઘનઘોર કાળા વાદળો છવાયેલાં હતાં, ભયાનક સંકટ અજગરની પેઠે મોઢું ફાડીને બેઠું હતું, માણસોને પોતાના પ્રાણ બચાવવા તે અતીવ મુશ્કેલ કાર્ય બની ગયુ હતું અને તેમની સામે મૃત્યુ તાંડવ ખેલી રહ્યું હતું. આવી વિષમ પરિસ્થિતિમાં ભગવાન ઋષભદેવનો જ એક માત્ર સહારો હતો, તેઓ જ પ્રકાશનું કિરણ હતા.

કરૂણાનિધાન ભગવાને તે સમયે તેમને ભીષણ સંકટમાંથી ઉગારવા માટે કૃષિ શીખવી, ઉદ્યોગ–ધંધો શીખવ્યો અને શિલ્પ–કળા બતાવી. તો ભગવાનની આ પ્રવૃત્તિ કેવા રૂપમાં થઈ હતી? તે હિંસાના રૂપમાં થઈ ન હતી. માણસોને ખોટા રસ્તે ચડાવવા માટે

થઈ ન હતી ભગવાન તેમને અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ ગયા, પ્રકાશમાંથી અંધકાર તરફ નહિ શાસ્ત્રકાર આ વાતને ભૂલ્યા નથી તેથી જ્યારે જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમાં યુગલીઆઓ સંબંધી વર્ણન કર્યું અને તે વર્ણનના–પાનાઓના પાના ભર્યા ત્યારે તેની સાથે એક મહત્ત્વપૂર્ણ પદ જોડી દીધુ કે—

पयाहियाद्दे उवदिसई

અર્થાત્—પ્રજાના હિતને માટે આ બધો ઉપદેશ આપ્યો શાસ્ત્રકારે આ વાત કહીને ભગવાનની જે મર્યાદાઓ હતી તે વ્યક્ત કરી દીધી આ પ્રમાણે ભગવાને જે બધુ કર્યું, તેની પૃષ્ઠ ભૂમિમા અનુકંપા હતી અને જ્યા અનુકંપા છે, હિત–ભાવના છે ત્યા અહિંસા છે

'पयाहियाए—આ એક જ પદે ભગવાનની ભાવનાને સ્પષ્ટ રૂપે વ્યક્ત કરી દીધી છે જ્યાં સુધી આ પદ સુરક્ષિત છે અને હું ઇચ્છુ છુ કે તે હમેશા માટે સુરક્ષિત રહે ત્યાં સુધી ભગવાનની દયાનો પરિચય મળતો રહેશે

હવે આપ સમજી શક્યા હશો કે ભગવાને કૃષિ વગેરેની જે શિક્ષા આપી છે તેમાં ભગવાનની દૃષ્ટિ શું હતી ? તેઓ જનતાને હિંસાથી અહિંસા તરફ લઈ ગયા તેઓ ઇચ્છતા હતા કે માણસો મહારંભ તરફ ન જતા અલ્પારંભ તરફ જાય અને અલ્પારંભથી મહારંભ તરફ લઈ જતે તો તેનો અર્થ થાત–"પ્રકાશથી અંધકાર તરફ લઈ ગયા" તેમણે ભોળી અને ભૂખી જનતાને એવું કર્તવ્ય બતાવ્યુ કે તેઓ મહારંભથી બચી જાય અને સાથે સાથે પોતાના પેટનું પણ પાલન કરે, પોતાની જીવન–પદ્ધતિનો નિર્વાહ બરાબર મહણ કરી લે

આજે પણ ઉદ્યોગ–ધંધા રૂપે જે હિંસા થાય છે, તેનો ઇન્કાર ન કરી શકાય અને જૈન ધર્મ તો નાનામાં નાની પ્રવૃત્તિમાં પણ હિંસા બતાવે છે ગૃહસ્થોની વાત તો એક બાજુ રહી, સંસાર–ત્યાગી

સાધુઓની વાત કરીએ તો તેમનામાં પણ ક્રોધ, માન, માયા અને લોભનો અંશ વિદ્યમાન છે અને તેથી તેમને પણ પૂર્ણતઃ અહિંસાનું પ્રમાણપત્ર મળી શકતું નથી સાધુ–જીવનમાં પણ 'આરંભિયા' અને 'માયાવત્તિયા' ક્રિયાઓ લાગતી જ રહે છે. જ્યારે પૂર્ણ અપ્રમત્ત અવસ્થા આવે છે ત્યારે આરંભિયા ક્રિયા છૂટી જાય છે કિંતુ છતાં ત્યાં પણ હિંસા છે અને આગળ પણ જાય છે, જો કે તે હિંસામાં આરંભ તૂટી જાય છે. તે દશામા હિંસા રહે છે પરંતુ આરંભ રહેતો નથી, આ એક માર્મિક વાત છે. આ મર્મને બરાબર સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેનો અર્થ એ છે કે ત્યાં દ્રવ્યહિંસા તો છે. પરંતુ ભાવહિંસા નથી. જેવો સાધક જાગ્રત થાય છે તેવો જ અપ્રમત્ત ભાવ આવે છે જ્યારે અપ્રમત્ત ભાવ હોય છે ત્યારે દ્રવ્યહિંસા તો રહે છે, પરંતુ ભાવહિંસા રહેતી નથી.

હવે એ જોવું જોઈએ કે જીવનના ક્ષેત્રમાં શ્રાવક જ્યારે ઉદ્યોગ–ધંધાના રૂપમાં કામ કરે છે તો શું તે બધું એકાંત હિંસાની દૃષ્ટિથી જ કરે છે કે ઉદ્યમ–ધંધાની દૃષ્ટિથી પણ કાર્ય કરે છે? તેનો ઉદ્દેશ જીવોને મારવાનો હોય છે કે ઉદ્યોગ–ધંધાના ઉદ્દેશથી ઉદ્યોગ કરતો હોય છે?

કૃષિના સંબંધમાં પણ આ જ દૃષ્ટિ રાખીને વિચારવું જોઈએ ગામડાઓમાં સેંકડો ખેડુત સવારે વહેલાં ઉઠીને ખેતીના કામ માટે ખેતરમાં જાય છે મેં પંજાબ અને ઉત્તર પ્રદેશના ખેડુતોને જોયા છે. તેઓ ખેતીનો ધંધો કરે છે. પરંતુ પ્રાયઃ ઘણીજ ભાવનાવાળા અને શ્રદ્ધાળુ હોય છે. સંભવ છે કે તેવી શ્રદ્ધા આપનામાં ન હોય. તેમનામાં એટલો બધો પ્રેમ છે અને તેમનું હૃદય રસથી એટલું બધું ભરેલું હોય છે કે પૂછવાની વાત જ નથી. પરસેવાથી ભીંજાયેલા ખેતરથી આવેલા હોય, પરંતુ જેવા સાધુને જુએ કે તરત જ તેમની પાસે આવે છે અને સામાયિક કરાવવાની પ્રાર્થના કરવા લાગે છે. તેઓ સામાયિક અને પૌષધ બરાબર કરે છે. સાધુ ગોચરી

પધારે તો એક ઇચ્છે છે કે મારે ઘેર પધારે અને બીજો ઇચ્છે છે કે મારે ત્યાં પધારે અને મારું ઘર પવિત્ર કરે

તે ખેતીનો ધંધો કરનાર માણસો સવારે હળ લઇને રવાના થાય છે તો કઈ ભાવના રાખીને ખેતરમાં જાય છે? શું તેઓ એવી ભાવના રાખીને ચાલે છે કે ખેતરમાં ઘણા જીવ ભેળા થઈ ગયા છે તેથી ત્યાં જઈ તેમને ખતમ કરી નાખવામાં આવે? નહિ, ત્યાં તો દૃષ્ટિ ઉદ્યોગની હોય છે જો દૃષ્ટિમાં વિવેક અને વિચાર છે તો તે ખેતી કરનાર માણસો આરંભમાં પણ અંશતઃ અનારંભની દશા પ્રાપ્ત કરી લે છે કહેવાનો આશય એ છે કે કૃષક આરંભનો સંકલ્પ રાખીને રવાના થતો નથી અને જ્યારે કામ કરે છે ત્યારે એ વૃત્તિ હોતી નથી કે આ જીવોને મારી નાખું હિંસા કરવાનો તેનો સંકલ્પ નથી, હિંસા કરવા માટે તે પ્રવૃત્તિ પણ કરતો નથી તેનો એક માત્ર સંકલ્પ ધંધો કરવાનો છે, જીવન-નિર્વાહ કરવાનો છે અને જો તેમાં વિવેક હોય તો તે ત્યાં પણ જીવોને અહીં-તહીં બચાવી દે છે

બહેનો ઘરમાં ઝાડુ લગાવે છે એમ કરવામાં હિંસા અવશ્ય હોય છે પરંતુ તેની દૃષ્ટિ હિંસા કરવાની, જીવોને મારવાની હોતી નથી મકાનને સાફ રાખવાની જ ભાવના હોય છે અને તે પણ એટલા માટે કે જીવ-જન્તુની ઉત્પત્તિ ન થાય

જ્યાં સુધી વિચાર કામ કરે છે, 'यावद्बुद्धि बलोदयम्' પ્રયત્ન કરવો જોઈએ કે જીવ કોઈને કોઈ પ્રકારે બચી જાય આવો વિવેક હોય તો આરંભમાં પણ અંશ-વિશેષ રૂપે થોડી ઘણી પણ અનારંભની ભૂમિકા બનતી જાય છે

વિચારવાન અને અવિચારીની કલમ ચાલવામાં ફરક હોય છે એવી જ રીતે હળ ચાલવવામાં પણ અંતર હોય છે આપણે ત્યાં 'કલમ-કસાઈ' શબ્દ પણ પ્રચલિત છે કલમ કાંઈ કસાઈ

નથી, પરંતુ કોઈની ગરદન કાપવા માટે જો કલમ ચાલે છે તો તે કલમ કસાઈ બની જાય છે. જો કોઈ પ્રમાણિકપણે નામું લખે છે તો તે કલમ કસાઈ નથી બનતી. બધી જગ્યાએ આ જ વાત છે.

આ પ્રમાણે આપણા મસ્તિષ્કને સ્વસ્થ રાખીને વિચારવામાં આવે તો પ્રતીત થશે કે શ્રાવકની ઉદ્યોગી–હિંસા હોય છે, સંકલ્પી હિંસા નહિ. શ્રાવક એક વર્ષ સુધી માથાથી એડી સુધી પરસેવો વહાવી બસો–ચારસોની ઉપજ કરતો હોય, તે શ્રાવકને જો એવું કહેવામાં આવે કે આ એક મંકોડો કે કીડી જાય છે તેને મારી નાખો તો શું તે કૃષક–શ્રાવક તેને મારી નાખશે? જ્યારે ખેતી કરવામાં અસંખ્ય જીવ મરી જાય છે; રાત્રિ–દિવસ રાખી પરિશ્રમ કરવો પડે છે અને છતાં પણ બે–ચારસોની જ ઉપજ હોય છે, અને બીજી બાજુ જ્યારે એક મંકોડા કે કીડીને મારવામાં હજાર રૂપિયા મળે છે, છતાં પણ તે કૃષક મંકોડાને કેમ નથી મારતો? તે કૃષક એક મંકોડાને મારતો નથી અને બધા પ્રલોભનને ઠોકર મારે છે તેનું કારણ શું? આપ કહેશો કે ખેતીમાં તો તે પ્રયોજન માટે હિંસા કરે છે, તો અહીં પણ તેને હજાર રૂપિયા મળે છે. શું આ પ્રયોજન નથી? પરંતુ અહીં તો તે પ્રયોજન માટે પણ હિંસા કરવા તૈયાર થતો નથી. તેનું કારણ એ જ છે કે હજાર રૂપિયાના પ્રલોભનમાં પડીને તે મંકોડાને મારી નાખવો તે સંકલ્પી હિંસા છે અને ખેડુત–શ્રાવક એવી સંકલ્પી હિંસા કરતો નથી. અને ખેતીવાડીમાં જે હિંસા થાય છે તે ઉદ્યોગી હિંસા છે. જો આપણે સંકલ્પી હિંસા અને ઉદ્યોગી હિંસાના ભેદને બરાબર સમજી લઈએ તો ઘણી સમસ્યાઓનો ઉકેલ આવી રહે અને અનેક પ્રકારની ભ્રાન્તિ દૂર થઈ જાય.

રાજા ચેડા અને કોણિક વચ્ચે યુદ્ધ થયું હતું. કદાચિત્ કોણિક એમ કહ્યું હોત કે ઠીક, હાર અને હાથી હલ્લ અને વિહલ્લ

પાસે ભને રહ્યા, હું તે બને ચીજ છોડી દઉં છુ, પરંતુ શરત એ કે તમે આ મકોડાને મારી નાખો તો શુ ચેડા રાજા એવું કરવા માટે તૈયાર થાત? ઉપરની દૃષ્ટિથી કે જે દૃષ્ટિથી સાધારણ જનતાને જોવાની ટેવ પડી છે તે દૃષ્ટિથી તો આ સોદો મોઘો નહિ, મસ્તો જ હતો લાખો મનુષ્યોને બદલે એક મકોડાના પ્રાણ લેવાથી જ કેસનો થઈ જાત કેટલી બધી હિંસા બચી જાત? પરતુ નહિ અહી મકોડા અને મનુષ્યનો પ્રશ્ન નથી, પ્રશ્ન છે સમ્કલ્પી અને વિરોધી હિંસાનો અહીં ન્યાય અને અન્યાયનો પ્રશ્ન છે સઘર્ષ અને વિરોધ છે તો ચેડા અને કોણિક વચ્ચે છે, તે બિચારા મકોડાએ શુ ગુન્હો કર્યો કે તેનો જાન લઈ લેવામાં આવે? મકોડાને મારવામાં સકલ્પી હિંસા છે અને તે પણ નિરપરાધીની સકલ્પી હિંસા છે અને બીજી બાજુ લાખો મનુષ્યો માર્યા ગયા છે તે સકલ્પી હિંસા નથી જ્યા નિરપરાધીની સકલ્પી હિંસા હશે ત્યા શ્રાવકની ભૂમિકા રહેશે નહિ તેથી એટલા મનુષ્યોને માર્યા પછી પણ ચેડાનુ શ્રાવકપણું સુરક્ષિત રહ્યુ અને જો તે એક મકોડો મારી નાખતે તો તેના શ્રાવકપણાના ટૂકડે ટૂકડા થઈ જાત

અહિંસા–અહિંસાનો માર્મિક દૃષ્ટિકોણ છે આની ઉપર ગભીરતા અને નિષ્પક્ષતાથી વિચાર કરવો જોઇએ

એનીમા મરારભ છે એવી જાતનો ભ્રમ કેવી રીતે ઉત્પન્ન થયો? મમય જૈન સાહિત્યમાં 'ફોડીકમ્મે' જ એક એવો શબ્દ છે, જેણે આ ભ્રમને ઉત્પન્ન કર્યો છે પરતુ એ ફોડીકમ્મેના વાસ્તવિક અર્થ ઉપર ધ્યાન આપવું જોઈએ ફોડી શબ્દ સંસ્કૃતના 'સ્ફોટ' શબ્દથી બન્યો છે, જેનો અર્થ છે ધડાકો થવો જ્યારે સુરગ ખોદી તેમા દારૂ ભરવામા આવે છે અને તેને આગ લગાડવામાં આવે છે તો ધડાકો થાય છે અને પત્થરના ટૂકડે ટૂકડા થઈને આગ તેમ ઉછળી પડે છે આજકાલ છાપા વાંચનાર જાણે છે કે અમેરિકા અને રૂસીઆ વગેરેના નાફમો જ્યારે

અંદર દારૂ ભરી દે છે અને તેમા જ્યારે ચિનગારી લાગે છે તો વિસ્ફોટ થાય છે આશય એ છે કે દારૂ-ગોળાની મદદથી ધડાકા કરવો તે વિસ્ફોટક કે સ્ફોટ કહેવાય છે

ખેતી કરતી વખતે વિસ્ફોટ કરવામા આવતો નથી ખેતરમા દારૂ ભરી આગ લગાડવામા આવતી નથી, કે દારૂથી જમીન ખેડવામા આવતી નથી જમીન તો હળથી ખેડવામાં આવે છે પણ સ્ફોટ કરવામા આવતો નથી જોધપુરથી એક સજ્જન આવ્યા હતા તેમની સાથે એક છોકરો હતો અને તે સાતમી કક્ષામા ભણતો હતો સાતમી કક્ષાનું વ્યાકરણ પણ ભણ્યો હતો મે તે બાળકને પૂછ્યુ, 'ખેડુત ખેતરમા હળ ચલાવવા ઈચ્છે છે. તેને માટે જમીન 'ખેડવી' એમ કહેવાય કે 'ફોડવી' એમ કહેવાય ? આ શબ્દોના બન્ને પ્રયોગમાથી શુદ્ધ પ્રયોગ કયો છે ? તે બાળકને પણ 'ખેડવુ' શબ્દ-પ્રયોગ બરાબર લાગ્યો આશય એ છે કે હળ દ્વારા જમીન ખેડાય છે, ફોડવામા આવતી નથી હળથી જમીનનુ ફોડવુ તો દૂર રહ્યુ, પરન્તુ જમીન ખોદવામા પણ આવતી નથી, ઊંડો ખાડો કરવામા આવે ત્યારે ખોદવુ કહેવાય છે હળથી જમીન કોરવામા આવે છે

વ્યાકરણનું મને ઠીક જ્ઞાન છે દાવો તો કરતો નથી, પરન્તુ વ્યાકરણ પાછળ કેટલાય વર્ષો વીતાવ્યા છે તેથી વ્યાકરણના અભ્યાસી તરીકે હું કહી શકુ તેમ છુ કે ફોડવુ, ખોદવુ અને કોરવુ એ બધા જુદા જુદા શબ્દો છે અને જુદા જુદા અર્થવાળા છે ખોદવાનુ પાવડા કે કોદાળીથી હોય છે, હળથી ફોડવાનુ કે ખોદવાનુ હોતુ નથી

સંસ્કૃત ભાષામાં 'કૃષિ' શબ્દ જ જુઓ કૃષિનો અર્થ થાય છે વિલેખન કૃષધાતુ કોરવાના અર્થમા જ આવે છે પાણિની-વ્યાકરણમા કે શાકટાયન-વ્યાકરણમા બન્ને જ કૃષ ધાતુનો અર્થ વિલેખન જ કર્યો છે

કહેવાનું એ છે કે જમીન ખેડવી તે 'ફોડીકમ્મે'ની અંતર્ગત નથી. 'ફોડીકમ્મે'નું સંસ્કૃત રૂપ સ્ફોટકર્મ થાય છે અને પૂર્વોક્ત પ્રકારથી એ સ્પષ્ટ છે કે જમીનમાં હળ ચલાવવું તે સ્ફોટ કરવું કે ખોદવું એવું નથી; કારણ જમીન ખેડતી વખતે ધડાકો કરવામાં આવતો નથી કે ઊંડો ખાડો કરવામાં આવતો નથી.

વાસ્તવમાં સુરંગ ખોદીને અને તેમાં દારૂ ભરી વાટને આગ લગાડી ધડાકો કરવામાં આવે ત્યારે સ્ફોટકર્મ કે ફોડીકમ્મે થાય છે. પહેલાના યુગમાં અને વર્તમાન યુગમાં પણ વિશાળ ખાણ ખોદવામાં આવતી હતી અને આવે છે. અંતે પત્થરો ક્યાં સુધી ખોદી શકાય, તેથી તેમાં સુરંગ ખોદી અંદર દારૂગોળો ભરી ઉપરથી આગ લગાડી દેવામાં આવે છે. જ્યારે દારૂ ગોળામાં આગ લાગે છે ત્યારે પત્થરે તૂટી ફૂટીને ઉછળવા લાગે છે. અને જ્યારે તે ઉછળે છે ત્યારે દૂર દૂરના પ્રદેશોમાં રહેલાં જાનવરો અને માણસો પણ કોઈ કોઈ વાર મરી જાય છે. કેટલાય નિર્દોષ પ્રાણીઓના પ્રાણપંખેરૂં ઉડી જાય છે અને કેટલાય ઘાયલ થઈ જાય છે.

દિલ્હીની એક ઘટના છે. એક વાર હું શૌચ માટે પહાડ ઉપર ગયો હતો. હજુ ગયો ત્યાં જ કેટલાક મજુર માણસો દોડતા આવ્યા અને બોલ્યા—'મહારાજ! ભાગો, ભાગો.' જ્યારે હું વિચાર કરવા લાગ્યો ત્યારે તેમાંથી એક બોલ્યો, 'મહારાજ! શું અહીં મરવું છે? શું અહીં હત્યા કરાવવી છે?' ત્યારે તો હું પણ પાછો વળ્યો અને ઉતાવળા પગ કર્યા. હું હજુ થોડાક કદમ જ ચાલ્યો હતો ત્યાં દારૂગોળો ફૂટ્યો, મોટો ધડાકો થયો અને તેની સાથે જ પત્થરના મોટા મોટા ટૂકડા આવીને પડ્યા. હું જરાકમાં જ બચી ગયો, નહિ તો ત્યાં જ પ્રાણ આપવા પડત.

આવા સ્ફોટોથી પંચેન્દ્રિય જીવોની હિંસાનો પણ કોઈ હિસાબ રહેતો નથી. કોઈ કોઈ વાર જોરદાર ધડાકાથી પહાડ પણ હાલી જાય છે અને કોણ જાણે કેટલાય માણસો દબાઈને મરી જાય

છે, જેમનો ઘણે લાંબે પત્તો પણ લાગતો નથી. તો આવું સ્ફોટ કર્મ મહારંભી છે અને મહાહિંસા છે અને માનવ હત્યાનું કાર્ય છે.

માણસો સુરંગમાં નીચે જાય છે અને જ્યારે ગેસ પેદા થાય છે ત્યારે અંદર જ ગુંગળાઈને મરી જાય છે. થોડા દિવસો પહેલાં જ અમે ખેતડી ગામ પાસેથી નીકળ્યા હતા, એક ખાણમાં માણસો દબાઈ ગયા હતા. તેઓ બિચારા ખાણમાં કામ કરતા હતાં. જમીન ધસીને પડી અને તેઓ ત્યાં જ મરણ પામ્યા.

આવા કાર્યોમાં પંચેન્દ્રિય અને પંચેન્દ્રિયમાં પણ મનુષ્યોની હત્યાનો સબંધ છે. તેથી ભગવાન મહાવીરે સ્ફોટકર્મની મહાહિંસામાં ગણતરી કરી છે. શ્રાવક કરૂણા અને દયા સહિત કાર્યો કરે છે, તેમને માટે સ્ફોટકર્મ શોભા આપતું નથી ભગવાન મહાવીરનો તો આ દષ્ટિકોણ હતો, પરંતુ દુર્ભાગ્યવશ સાધારણ જનતાને આ દષ્ટિકોણનો ખ્યાલ જ રહ્યો નથી તેને બદલે માણસો અહીં તહીંની વાતો કરવા લાગી ગયા છે જનહિત માટે કુવો ખોદાવવામાં પણ મહારંભ અને કોઈ બીજુ કામ કર્યું તો પણ મહારંભ બતાવવા લાગી ગયા છે. જો કોઈ જૈન રાજા બની જાય તો તે જનતાના હિતનું કોઈ કામ જ કરી ન શકે, કારણ કે મહારભ થઈ જાય! અને તે જો જનતાના હિતનો વિચાર ન કરે તો તે મરેલા માસનો પોંડ જ બની જાય, અર્થાત્ તે સ્વયં દુનિયાભરના ભોગ ભોગવતો રહે, પરંતુ જનતાના હિતને માટે તે કોઈ કામ ન કરી શકે. આ વિચારોમાંથી અને આવી જાતની ભ્રાન્તિપૂર્વક ધારણાઓમાથી રાજસ્થાનમાં પહેલાં એક પથનો જન્મ થયો છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે જૈન ધર્મ કોરા આદર્શ કે કલ્પનાના ક્ષેત્રમાં વિહાર કરનાર ધર્મ નથી. તે તો યથાર્થવાદી ધર્મ છે. તે આદર્શને પોતાની સામે અવશ્ય રાખે છે, પરંતુ તેની દષ્ટિ વ્યવહાર અને વાસ્તવિકતા ઉપર રહે છે. જૈન ધર્મ

સ્ફોટકર્મ શેને બતાવ્યુ હતું અને આપણે તે અસલ વાતને ભૂલીને શુ સમજી બેઠા છીએ! જે માણસો ખેતી કરે છે તેને મહારંભી કહીને તેમને પણ કમાઈઓની શ્રેણીમા રાખી દીધા! આવુ કરનાર માણસોએ વાસ્તવમા શુ કર્યુ ? તેઓ તો સમજે છે કે અમે કૃષિની આજીવિકાને ઘૃણાજનક ઠરાવીએ છીએ, પરતુ તેઓ વાસ્તવિક રીતે તો કતલખાનાની આજીવિકાની ભયકરતા અને ગર્હિતતાને ઓછી કરી રહ્યા છે, કારણ કે તેને તેઓ કૃષિની કોટીમા રાખી રહ્યા છે

એક કસાઈ અને એક ખેતી કરનાર જ્યારે એ સાભળે છે કે કસાઈખાનું ચલાવવુ તે પણ મહારભ છે અને કૃષિ પણ મહારભ છે, ત્યારે કસાઇને પોતાનો ધધો છોડી દેવાની કોઈ પ્રેરણા મળતી નથી તે કસાઈ પોતાને કૃષકની કોટીમાં હોવાનુ સાંભળી ઉત્સાહનો અનુભવ કરશે અને સંતોષ માનશે અને તેનો ત્યાગ કરી દેવાનો વિચાર થતો હશે તો પણ તે તેનો ત્યાગ નહિ કરે અને જ્યારે કૃષક એ જાણશે કે તેની આજીવિકા પણ કસાઈની આજીવિકા સમાન છે અને તેને તે વાત ઉપર વિશ્વાસ થઈ જાય તો કોણ કહી શકશે કે કૃષિ જેવા શ્રમસાધ્ય ધધાનો ત્યાગ કરી તે કમાઈખાનાની આજીવિકા કરવા નહિ માડે ?

ખેદની વાત છે કે આ પ્રમાણે ભ્રાતિમા પડીને અને ખોટી વિચારધારાને અપનાવીને આપણે ભગવાન મહાવીરના ઉપદેશની પ્રતિષ્ઠા વધારી નથી, પરતુ ઘટાડી છે

એક ગૃહસ્થ દિલ્હીમાં દર્શન કરવા આવ્યા મે પૂછ્યુ "બોલો, શુ વાત છે?" તેમણે કહ્યુ–'મહારાજ! આપની કૃપા છે ખૂબ આનંદમા છુ મહારાજ! હું પહેલા ઘણો દુખી હતો ખેતીનું કામ કરતો હતો, તેથી મહાહિંસાનું કાર્ય થતું હતું હવે જમીન વેચીને ચાદીનો સટ્ટો કરૂ છુ, બસ હવે કોઈ જાતનો વાધો નથી કોણ જાણે કયા પાપનો ઉદય હતો કે જેથી હું પહેલા ખેતીના કામમાં ફસાઈ ગયો હતો"

બે મહિના પછી તે જ ગૃહસ્થ એક દિવસ ઘણો જ દુઃખી થતો મારી પાસે આવ્યો મે પૂછ્યુ, ભાઈ! કેમ દુખી થઈ રહ્યા છો? શુ વાત છે?"

તેણે કહ્યુ–' મહારાજ! હું તો મરી ગયો કોઈ કામનો રહ્યો નહિ. બધુ ધન ખોઈ બેઠો"

મે કહ્યુ— ભાઈ! તમારા પૂર્વ પુણ્યનો તો હવે ઉદય થયો છે અને પ્રાસુક કામની શરૂઆત થઈ છે તો હવે બરબાદ કેવી રીતે થઈ ગયા?'

એટલે જનતાને જ્યારે ખોટો દૃષ્ટિકોણ મળી જાય છે ત્યારે મહાહિંસાને ઉત્તેજન મળે છે આ ન કરો, તે ન કરો એવી રીતે તેને મર્યાદિત ચાલુ જીવનથી ઉખેડી નાખી, બીજા મટ્ટા વગેરેના પથ ઉપર મૂકી દેવામા આવે છે પછી તે 'નથી ઘરનો રહેતો, નથી ઘાટનો રહેતો'

આપણા જૈન ધર્મની વાસ્તવિકતાને સમજીએ તે નિતાંત આવશ્યક છે, મગજને સ્વસ્થ રાખીને સમજીએ, દિલને સાફ રાખીને સમજીએ અને પછી ઘવાયેલા ભ્રમને દૂર કરી દઈએ.



૪

# આર્યકર્મ અને અનાર્યકર્મ

જૈન ધર્મની અહિંસા એટલી બધી વિશદ છે કે જેમ જેમ તેનાં ઉપર વિચાર કરીએ છીએ તેમ તેમ તે વધુ ગંભીર બનતી જાય છે. જૈન ધર્મે સૂક્ષ્મ અહિંસા સંબંધી જેટલો વિચાર કર્યો છે, તેટલો જ સ્થૂળ અહિંસા સંબંધી વિચાર પણ કર્યો છે. જૈન ધર્મ નિષ્ક્રિય બનીને પડ્યા રહેવાની સલાહ દેતો નથી અને જ્યારે કર્તવ્યની વાત આવે, જીવનવ્યવહારમાં અહિંસાને ઉતારવાનો પ્રસંગ આવે ત્યારે જૈન ધર્મ ચુપ બની જાય એમ પણ નથી. જો એવું હોત તો જૈન ધર્મ આજે દુનિયામાં ટકી પણ ન શકત. તે બીજા ધર્મો અને મતોના નજીવા ઝપાટાથી રેતીની દીવાલોની પેઠે ધસી પડત. પરંતુ જૈન ધર્મ એવો શિથિલ અને પાયા વિનાનો નથી. તે ગૃહસ્થ તેમ જ સાધુ–સર્વેના કર્તવ્યોનું સ્પષ્ટ રીતે નિર્દેશન કરે છે. દુર્ભાગ્યથી આપણા કેટલાક સાથીઓએ જૈન ધર્મના વાસ્તવિક અને મૌલિક સ્વરૂપને ભૂલાવી દીધું છે પરિણામે કેટલાંક તો સ્પષ્ટ "હા" કે "ના" ન કહેતાં એક માત્ર મૌનનો જ માર્ગ પકડી લીધો છે. પરંતુ આ પ્રમાણે બચીને વાતો કરવાથી ક્યાં સુધી કામ ચાલે? જો કોઈ વિદ્યાલય કે ઔષધાલય ખોલે તો તે પોતાના આ કાર્ય સંબંધમાં કાંઈક સ્પષ્ટ નિર્ણય તો ઇચ્છશે જ, કે તે જે કાર્ય કરે છે તે

ધર્મ છે કે પાપ? ગોળમોળ ભાષામાં કહી શકાય કે વિદ્યાલય કે ઔષધાલય ખોલવા કે ખૂનાવવા તે સારૂ છે, પરંતુ વિચારવાનું તો એ છે કે તે કેવળ લોકભાષામાં જ સારૂ છે કે ધાર્મિક દૃષ્ટિથી પણ સારૂ છે? આપણે કોઈ સ્પષ્ટ નિર્ણય ઉપર આવવુ પડશે કેવળ લોકધર્મ, રાષ્ટ્રધર્મ અને ગૃહસ્થધર્મ થયો એવુ કહેવાથી કામ નહિ ચાલે

મૌન ધારણ કરવાથી પણ કામ ચાલે તેમ નથી કોઈ કોઈ વાત પૂછે અને મૌન ધારણ કરવામા આવે તો તેનો અર્થ એ જ કે ક્યાંક કાઈક ગોટાળો છે દાળમા કાળુ છે અને તેનામા ક્યાય દુર્બળતા છે

આ બધી મુશ્કેલીઓના કારણે રાજસ્થાનના એક પંથે તો સ્પષ્ટ રૂપે "ના" કહેવાનું શરૂ કરી દીધુ છે તેનું કથન છે કે—"આ સાંસારિક વાતો સાથે અમારે શુ પ્રયોજન છે? અમને તો આત્માનીજ વાતો પૂછો"

હું પૂછુ છુ કે કેવળ આત્માની વાતો કરનાર વ્યક્તિ ભોજન કેમ કરે છે? ઔષધાલયોમા જઈને દવાઓ શા માટે લાવે છે? હરે-ફરે છે શા માટે? આ બધી આત્માની વાતો તો નથી! કેવળ આત્મા સબંધી વાતો કરનારાઓએ સસાર સાથે કોઈ સબધ જ રાખવો ન જોઈએ તેઓ શહેરોમા શા માટે હરે છે? જગલની હવા શા માટે ખાતા નથી? લાબા લાબા ભાષણો આપી શ્રોતાઓનું મનોરજન કરવાની તેમને શી આવશ્યકતા છે?

સાચી વાત તો એ છે કે ભલે કોઈ સાધુ હોય કે ગૃહસ્થ, ઉદરદેવની પૂર્તિ તો સર્વેને કરવી જ પડે છે 'કરેમી ભંતે'નો પાઠ બોલતા જ અર્થાત્ સાધુ-દીક્ષા લેતા જ આજીવન અનશનને સ્વીકારીને દેહોત્સર્ગ કરી દે એવું તો બનતું નથી

ગૃહસ્થ પોતાની ઉદરપૂર્તિ કરે છે તો તેણે ઉદ્યોગ-ધધો પણ કરવો પડે છે, પછી ખેતી કરે કે વ્યાપાર. તે હાથમા ભિક્ષાપાત્ર

લઈને પોતાનો નિર્વાહ તો કરી શકતો નથી સાધુ–જીવનમાં પણ અંતે ભિક્ષા લાવવા રૂપ ઉદ્યોગ કરવો જ પડે છે. આ દૃષ્ટિથી સાધુનું જીવન પણ એક રીતે ઉદ્યોગ ઉપર જ ટકે છે પોતાની ભૂમિકાને અનુરૂપ પ્રવૃત્તિ ત્યાં પણ છે. આ પ્રમાણે ગૃહસ્થ અને સાધુ–બન્ને પોતપોતાની મર્યાદા પ્રમાણે પ્રવૃત્તિ કે પ્રયત્ન કરે છે. જૈન ધર્મ સાધુઓને રસોઈ બનાવવાનો આદેશ આપતો નથી તે પ્રમાણે સાધારણ ગૃહસ્થને ભિક્ષા માગી નિર્વાહ કરવાનું વિધાન પણ કરતો નથી શુ જૈન ધર્મ કહે છે કે તૈયાર ભોજન કરવુ ધર્મ છે અને કર્તવ્ય–પથમાં જોડાઈ ભોજન મેળવવુ એ અધર્મ છે? પરંતુ અમારા કેટલાક ભાઈઓ એવુ સમજી બેઠા છે કે ભિક્ષા માગીને ખાવુ તે ધર્મ છે અને કર્તવ્ય કરીને આજીવિકા ચલાવવી તે પાપ છે! શુ ન્યાય–નીતિ-પૂર્વક, પુરુષાર્થથી અને ઉત્પાદનથી પ્રાપ્ત કરેલી કમાણી પાપ છે?

જે માણસો એને પાપ કહે છે તેઓને મારે કહેવુ જોઈએ કે જૈન ધર્મની સમજણ જ નથી તેઓ ખોટા ભ્રમમાં પડી ગયા છે. તેઓ કહે છે કે ગૃહસ્થો તો પ્રવૃત્તિમા પડી ગયા છે તેથી તેમણે કમાયેલ ધન પાપની કમાણી છે અને જો તે ભિક્ષા માગી તૈયાર ભોજન મેળવી લે તો પ્રાસુક કહેવાથી તે ધર્મનુ ભોજન છે પરંતુ જૈન ધર્મના આચાર્યોએ હાથ સાથે હાથ જોડીને બેસી રહેનાર, પરશ્રમોપજીવી ગૃહસ્થોને નિર્વાહ કરવાનો અધિકાર ક્યા આપ્યો છે? એવા સાધારણ ગૃહસ્થો માટે ભિક્ષાનું વિધાન જ કયા છે? જે શરીરમાં મજબૂત હોય, તંદુરસ્ત હોય છતાં તેઓ બીજાના શ્રમના આશરે માલ ઉડાવે અને ભિક્ષા માગી જીવન ગુજારે તેમની ભિક્ષાને આપણે ત્યાં "પૌરુષઘ્ની" ભિક્ષા બતાવી છે* સાધારણ ગૃહસ્થની ભૂમિકા શ્રમ કરવાની છે, ભિક્ષા માગીને ખાવાની નથી.

આ પ્રમાણે સાધુનું જીવન હોય કે ગૃહસ્થનું, પરંતુ પ્રવૃત્તિ વિના ચાલે તેમ નથી એટલું જ નહિ, પરંતુ પ્રવૃત્ત વિના સસારમાં એક

*આચાર્ય હરિભદ્રનું ભિક્ષાષ્ટક જુઓ

ક્ષણ પણ રહી શકાય તેમ નથી ગીતાકાર કહે છે કે—

**न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत।**

અર્થાત્—કોઈપણ વ્યક્તિ એક ક્ષણ માટે પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી

જો સમસ્ત સમાજ ભિક્ષા પાત્ર લઈ ને નીકળી પડે તો ભોજન મળશે પણ ક્યાથી ! શુ આકાશથી ભોજન વરસશે ? કોઈ દેવ આકાશથી ભોજનનો વરસાદ વરસવવાનો નથી તેને માટે તો યથોચિત પ્રયત્ન, પ્રવૃત્તિ અને પુરુષાર્થ કરવો જ પડશે કોઈ પણ માણસ પ્રવૃત્તિને છોડી શકતો નથી, તે તો સહજ ભૂમિકા આવતા, કાળલબ્ધિ આવતા સ્વત છૂટી જશે જ્યારે પ્રવૃત્તિ છૂટવાના દિવસે આવશે ત્યારે તે સ્વય છૂટી જશે.

ભગવાન શાંતિનાથ વગેરેએ ચક્રવર્તી રાજ્ય છોડયુ કે તે ભોગ્યકર્મ સમાપ્ત થતા યથાસમય અનાયાસે છૂટી ગયુ ?

આપને કહેવુ પડશે ને છોડવાની ભૂમિકા આવતા જ છોડવામાં આવ્યુ જ્યા સુધી છોડવાની ભૂમિકા આવી નહિ ત્યા સુધી છોડયુ નહિ જો છોડવાનુ હતુ તો પહેલેથી જ કેમ ન છોડી દીધુ ? શુ પહેલા રાજ્યમા આસક્તિ હતી ? કે તેમનામા છોડવાની શક્તિ ન હતી કે તેમને ધર્મજીવનની વાસ્તવિકતાનુ જ્ઞાન ન હતુ ? ના, એવુ કાંઈ નહતુ કાળ—લબ્ધિ ન હતી, તેથી પહેલા છોડયુ નહિ

વૃક્ષમા ફળ આવે છે, પરંતુ જ્યા સુધી કાચા હોય છે ત્યાં સુધી ડાખળાથી બદ્ધ હોય છે, પડી જતા નથી જ્યારે પાકી જાય છે ત્યારે સ્વય તૂટીને પડી જાય છે, તેને તોડવાની જરૂર રહેતી નથી.

ત્યાગ પણ બે રીતે હોય છે એક ત્યાગ હઠપૂર્વક હોય છે, જે કોઈ આવેશમા આવીને કરવામા આવે છે, પરંતુ તેમા ત્યાગેલી વસ્તુ સાથે સૂક્ષ્મરૂપે સંબધ ચાલુ રહે છે. તેવા ત્યાગથી પતનની સભાવના બની રહે છે. બીજો ત્યાગ સહજ ત્યાગ છે કે જે ઉચિત

વાતો ફેલાવી દીધી છે કે પુત્ર-પુત્રીઓ માતાપિતાની સેવા કરે, પુત્રવધૂ સાસુ-સસરાની સેવા કરે તે સર્વે સંસારી કામ છે, તેમાં એકાંત પાપ છે તેમા ધર્મનો અંશ પણ નથી આવી વાતો કરીને તેમણે ગૃહસ્થનું મન ગૃહસ્થધર્મની ભૂમિકાથી વિચલિત બનાવી દીધું છે. તેથી ગૃહસ્થ પોતાની જવાબદારીથી ભાગીને દૂર જાય છે તે તો બન્ને માર્ગથી વંચિત બની જાય છે તે ગૃહસ્થધર્મનું પણ પૂરી રીતે પાલન કરી શકતો નથી તેમ જ સાધુ-જીવનના રસનો પણ પૂરો આસ્વાદ લઈ શકતો નથી. તેમને માટે આ ઉક્તિ ચરિતાર્થ થાય છે કે—

હલવા મિલે ન માંડે, દોઈ દિનસે ગયે પાંડે

એક પાંડેજી ઘરબાર છોડીને સંન્યાસી બની ગયા તેમણે ઘર છોડવામાં એવું વિચાર્યું કે ઘરની લૂખ્ખીસૂકી રોટલીથી પિંડ છૂટશે અને મિષ્ટાન્ન ખાવાના મળશે. પરંતુ સન્યાસી જીવનમા તો તેમને લૂખ્ખીસૂકી રોટલી પણ સમયસર ન મળી શકી

આજે ગૃહસ્થ જીવનની પગદંડીઓ ઉપર ચાલનારાઓએ પોતાનો માર્ગ અત્યત સકીર્ણ બનાવી દીધો છે તેઓ એવુ સમજવા લાગ્યા છે કે જે કામ સાધુ કરે છે તેમા જ ધર્મ છે અને જે કામ સાધુ કરતા નથી તેમાં પાપ સિવાય બીજુ કાંઈ હોતુ નથી ઘણા માણસોના મગજમાં આવી ખોટી અને ભ્રાંતિવાળી ધારણા ઘર કરી ગઈ છે તેથી તેમની એવી ધારણા બની ગઈ છે કે રોટલી ખાવી તો જોઈએ પરંતુ તે કમાવાનું કાર્ય ન કરી શકાય; કપડા પહેરવા તો જોઈએ, પરંતુ તેને વણી ન શકાય; પતિ-પત્ની બની જાય, પરંતુ એકબીજાની સેવા ન કરી શકાય; માતાનું પદ લેવામા આવે પરંતુ માતાનું કામ ન કરી શકાય, પિતા બનવામા સૌભાગ્ય સમજે પરંતુ પિતાની જવાબદારીથી બચતા રહે

આ ભ્રમપૂર્ણ માન્યતાઓએ આજે ગૃહસ્થ જીવનને વિકૃત

બનાવી દીધું છે. આ ઊંધી ગાડી કયાં સુધી ચાલી શકે? શું જૈન ધર્મ આવી રીતે ઉલટી ગાડી ચલાવવાનો આદેશ આપે છે? શું તે કહે છે કે તમે જે કાંઈ બનવા ઇચ્છતા હો તેની જવાબદારીથી બચવાનો પ્રયત્ન કરો?

જૈન ધર્મ, પ્રવૃત્તિઓને એકાંત રીતે બંધ કરવા માટે નથી. તે આ સંબંધમાં એક સુંદર વાત કહે છે.

ખેતીવાડી–વાણિજ્ય–વ્યાપાર વગેરે જે પ્રવૃત્તિઓ છે તે સર્વેને બંધ કરીને બેસી જશો તો એક દિવસ પણ કામ ચાલવાનું નથી. એટલું જ નહિ, અકર્મણ્ય બની આળસુઓની પંક્તિમાં બેસી જવાથી તમે પ્રવૃત્તિઓથી છૂટકારો મેળવી શકશો નહિ તમારું મન જે પ્રવૃત્તિઓનો ભંડાર છે તે તો ચારે બાજુ ભટકતું જ રહેશે. તેનો વ્યાપાર કદી પણ બંધ થવાનો નથી તેને કેવી રીતે રોકશો? તેને કયા રાખશો અને છૂપાવશો? તેથી જૈન ધર્મ કહે છે કે પ્રવૃત્તિઓ ભલે થતી હોય, પરંતુ તેના જે વિષનો પુટ (ઝેરનો પડિયો) છે તેને હટાવી દો. તેની પાછળ ગંદી અને સ્વાર્થી તથા આસક્તિયુક્ત ઝેરીલી ભાવનાઓ છે તેનુ ગળુ પકડી બહાર કાઢો. તમે દુકાન ચલાવતા હો તો અન્યાયથી ધન ભેળુ ન કરો, કોઈ ગરીબ માણસનુ ખુન ચૂસો નહિ, કોઈ ને લુંટવાની વૃત્તિ ન રાખો. તમારી પ્રવૃત્તિમાં જો અનીતિ અને છળ–કપટનું ઝેર નીકળી જશે તો તે પ્રવૃત્તિ તમારા જીવનની પ્રવૃત્તિમાં આડખેલરૂપ બનશે નહિ.

ખેતીવાડી કરનારને પણ જૈન ધર્મ કહે છે કે તમે ખેતી કરતા હો તો અંધાધુધીથી તેમાં પ્રવૃત્તિ ન કરો. ખેતીની પ્રવૃત્તિમાંથી અજ્ઞાન–અવિવેકનું ઝેર કાઢી નાખો પોતે ઉપજાવેલું અન્ન મોંઘી કિંમતે વેચાય એટલા માટે દુષ્કાળ પડે તો સારું એવી કલ્પના ન કરો, પરંતુ બીજાના જીવનનિર્વાહમાં સહાયક બનવાની પવિત્ર કલ્યાણમય ભાવના રાખો. બસ, તે ખેતી આર્યકર્મ બનશે. પવિત્ર કલ્યાણમયી ભાવનાને અનુરૂપ અમુક અંશમા પુણ્ય પણ ઉપાર્જન થશે.

ગૃહસ્થ ગમે તે ધંધો કરતો હોય, પરંતુ તેની પાસે વિવેકનો પ્રકાશ હોય તો તેને માટે તે આર્યકર્મ છે તેથી ઉલટું જો અસાવધાનીથી, અવિવેકથી અને સાથે સાથે અપવિત્ર ભાવનાથી કોઈ કાર્ય કરવામા આવે, પછી ભલે તે દુકાનદારી હોય, કે પછી ઘર સાફ કરવાનું કામ પણ કેમ ન હોય, તે અનાર્યકર્મ છે. એની જગ્યે જૈન ધર્મ આર્યકર્મ અને અનાર્યકર્મની એક જ વ્યાખ્યા કરે છે વિવેક પૂર્વક, ન્યાયનીતિ-પૂર્વક કરેલુ કર્મ તે આર્યકર્મ છે અને અન્યાયથી, અનીતિથી, છળ-કપટથી અને દુર્ભાવનાથી કરેલું કર્મ અનાર્યકર્મ છે

એક દુકાનદાર છે તેની દુકાન ઉપર બાળક આવે કે જીવનને કિનારે બેઠેલો વૃધ્ધ આવે, કે પછી કોઈ ભોળી સ્ત્રી આવે, તે દુકાનદારે સર્વને પ્રમાણિકતાપૂર્વક ઉચિત નફો રાખીને એક જ ભાવથી માલ આપે છે, બરાબર વજન કરે છે, તો તે આર્યકર્મના માર્ગ ઉપર છે તેથી વિપરીત કોઈ દુકાનદાર સર્વને છેતરવાનો પ્રયત્ન કરતો હોય, બીજાનુ ગળુ કાપવાનું ધ્યેય રાખતો હોય, એક માલ બતાવી બીજો ભળતો કે સેળભેળવાળો માલ આપતો હોય તો તે અનાર્યકર્મના માર્ગ ઉપર ચાલી રહ્યો છે

અધ્યાપકનું કામ છે બાળકોને શિક્ષા આપી તેમનો વિકાસ કરવાનું જો તે પોતાના કર્તવ્ય પ્રત્યે બેપરવા રહે, બાળકો ભણે કે ન ભણે તેની તેને કોઈ પરવા ન હોય અને નાનીશી ભૂલ માટે બાળકને મારતો હોય તો તે અનાર્યકર્મના રસ્તે છે જો કોઈ અધ્યાપક પોતાના કામમા પૂર્ણ વિવેક રાખતો હોય, પોતાની જવાબદારી સારી રીતે સમજતો હોય અને તેને પૂરી કરતો હોય તો તે આર્યકર્મ છે તેનો મુખ્ય પાઠ છે અન્યાય, અનીતિ, અવિવેક અને અજ્ઞાનને કાઢી નાખી જે કર્તવ્ય-કર્મ કરવામાં આવે તે આર્યકર્મ જ છે

જૈન ધર્મને પૂછવામાં આવે કે આસન કામ કયું છે અને સંસારનું કામ કયું છે? અર્થાત્ સંસારનો માર્ગ કયો છે અને

મોક્ષનો માર્ગ ક્યો છે? આ પ્રશ્નનો ઉત્તર આચારાંગ સૂત્રમાં ઘણી સુન્દર રીતે દેવામા આવ્યો છે કે—[1]

**जे आसवा ते परिस्सवा जे परिस्सवा ते आसवा।**

જે પ્રવૃત્તિથી આસ્રવ થાય છે, જે કર્મોના આગમનું કારણ છે, તે પ્રવૃત્તિમા જો વિવેકરૂપી રસ રેડવામા આવે, તેમાથી અજ્ઞાનને કાઢીને દૂર ફેંકી દેવામા આવે, ન્યાય-નીતિ અને સયમનો દૃઢ સકલ્પ તેની પાછળ હોય તો તે જ પ્રવૃત્તિ સવરનું કારણ બને છે તેથી વિપરીત, સામાયિક, દયા, પૌષધવ્રત વગેરે જે પ્રવૃત્તિઓ સવરનું કારણ છે, મોક્ષનો માર્ગ છે, તેમા જો વિવેક ન હોય, જ્ઞાનનો પુટ ન હોય, સાવધાની ન હોય તો તે જ પ્રવૃત્તિ આસ્રવનું કારણ બની જાય છે સાધુ બનવુ તે સવર છે, કિંતુ તેમા કર્તવ્યની ભાવના ન રહે, સાધુત્વનો વિવેક રાખવામા ન આવે તો ઉપલક દૃષ્ટિથી દેખાતો સવર પણ આસ્રવ છે તે રગ-રોગાનથી ચમકાવેલો હવાઈ-મહેલ છે, પરતુ તેમા પ્રેમ, શીલ વગેરે સદ્ગુણોની સુવાસનો અભાવ છે

આ છે આસ્રવ અને સવર સબધી જૈન ધર્મનો દૃષ્ટિકોણ! આ છે આસ્રવ અને સવરને માપનો જૈન ધર્મનો ગજ! જે ધર્મે આટલુ મહાન મગળસૂત્ર આપ્યુ હોય તેના અનુયાયી વર્ગમા જ્યારે આપણે ધર્મ પ્રત્યે સકુચિત અને ખોટો દૃષ્ટિકોણ જોઈએ છીએ તો આપણા મનમા નિરાશા ઉત્પન્ન થયા વિના કેમ રહે? મારા હૃદયમાં એ વાત આવ્યા કરે છે કે જૈન ધર્મે પોતાના સાધકોને માર્ગ શોધવા માટે પ્રકાશમાન રત્ન આપ્યુ છે, છતા પણ તે સાધકોની જ ભૂલ અને ભ્રાંતિ છે કે જેઓ આવુ રત્ન મેળવીને પણ અધકારમાં માથુ ફોડે છે અને વ્યર્થ વિતડાવાદ વધારે છે વસ્તુત જૈન ધર્મે આસ્રવ અને સવરના કાર્યોની લાંબી સૂચિ બનાવી નથી, સૂચિ પૂરી બનાવી પણ ન શકાય જૈન ધર્મે થોડા કાર્યોની ગણતરી કરીને આગળ ઇતિ લગાડી દીધી નથી આર્ય—

અનાર્ય કર્મોના સંબંધમાં પણ તેણે થોડા કાર્યો ગણાવીને જ પૂર્ણ વિરામ લગાડી દીધું નથી. તેણે તો 'जे यावन्ने तहप्पगारा' લખીને સ્પષ્ટ કરી દીધું છે કે આ પ્રકારના જે કોઈ અન્ય કાર્યો છે તે સર્વે આર્યકર્મ છે. તેજ પ્રમાણે આસ્રવ અને સંવરના વિષયમાં તેણે કહ્યું કે—વિવેકી પુરૂષ આસ્રવમાંથી પણ સંવરની સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે અને અવિવેકી પુરૂષ સંવરના કાર્યમાં પણ આસ્રવ ગ્રહણ કરે છે. આ દૃષ્ટિકોણ કેટલો વિરાટ છે!

કોઈ પૂછે કે ખેતી આર્યકર્મ છે તે સંબંધી પ્રમાણ શું છે? સૌથી પહેલાં હું કહીશ કે પ્રશ્નકારનો વિવેક જ પ્રમાણ છે, તેના અંતઃકરણની વૃત્તિઓ પણ પ્રમાણ છે. સૌથી મોટું પ્રમાણ મનુષ્યનો અનુભવ જ છે. શું તીર્થંકર કોઈ વાતના નિર્ણય માટે કોઈ ગ્રંથ, શાસ્ત્ર કે મહાપુરૂષના કોઈ વાક્યને શોધે છે? નહિ, કારણ કે તેમની પાસે જ્ઞાનનો એવો પ્રકાશ છે, કે જેની આગળ બધા પ્રકાશો ફીકા પડી જાય છે. તેમને કોઈ પોથી કે ગ્રંથ શોધવાની જરૂરત જ હોતી નથી.

તે પ્રમાણે જેની પાસે વિવેક બુદ્ધિ છે, તેને ક્યાંય પણ ભટકવાની આવશ્યકતા નથી. જો તેની દૃષ્ટિ સમ્યક્ હોય અને સત્ય પ્રત્યે તેની ઊંડી નિષ્ઠા હોય તો તે સ્વયં કોઈ વસ્તુના ઔચિત્યનો નિર્ણય કરી શકે છે. હું તો ત્યાં સુધી કહું છું કે કેવળજ્ઞાનથી પણ પહેલો નંબર આત્માના સહજ વિવેકનો છે, કારણ કે તે જ સૌથી પહેલાં જાગ્રત થાય છે અને આત્માને પ્રકાશ આપે છે. જે સાધક વિવેકનો સહારો લીધા વિના ધર્મની ઊંચી ઊંચી વાતો કરવા લાગે છે, તે પ્રકાશ મેળવ્યા વિના અંધકારમાં ઠોકર ખાઈને નીચે પડી જાય છે. ધર્મનું રહસ્ય વિવેક વિના સમજમાં આવી શકતું નથી. એક ભારતીય ઋષિએ કહ્યું છે કે:—

यस्तर्केणानुसन्धत्ते स धर्मं वेद नेतरः ।

જે તર્કથી કોઈ વાતનો નિર્ણય કરે છે, તે જ ધર્મને જાણે છે, બીજા નહિ

ગણધર ગૌતમે પણ ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે:—

**पन्ना समिक्खए धम्मतत्तं तत्तं विणिच्छियं।**

સાધકની સહજ બુદ્ધિ જ ધર્મતત્ત્વની તપાસ કરી શકે છે.

જીવન વિચારના આધાર ઉપર બને છે વિચાર કર્યા પછી જ આપણે કોઈ પ્રકારનું આચરણ કરીએ છીએ અને વિચાર માટે વિવેકની આવશ્યકતા હોય છે તેથી ખેતી આર્યકર્મ છે કે નહિ તે પ્રશ્નનો વિચાર કરવા માટે સૌથી પહેલાં પોતાના અન્તઃકરણ પાસેથી ઉત્તર માગવો જોઈએ.

જે ખેડુત આખો દિવસ માથાથી માંડી પગ સુધી પરસેવો વહાવે છે, અન્ન ઉત્પન્ન કરીને સંસારને આપે છે, પોતાનો બધો, વખત, પરિશ્રમ અને જીવન અન્ન ઉત્પન્ન કરવાની પાછળ લગાવી દે છે. એવા અન્નોત્પાદક અને અન્નદાતાને આપ અનાર્યકર્મી કહો અને તેણે જ ઉત્પન્ન કરેલું અન્ન ખાઈને આપ એશઆરામમાં જીંદગી ગાળો અને આપ આર્યકર્મી હોવાનો દાવો કરો તે અટપટી વાત અંતઃકરણ કેવી રીતે સ્વીકારી શકે? આપ બુદ્ધિના ગજથી માપીને જરા જુઓ કે શું કૃષિ પ્રત્યેક સ્થિતિમાં અનાર્ય કર્મ હોઈ શકે છે?

સ્વાનુભવથી અતિરિક્ત શાસ્ત્ર પ્રમાણોની પણ જો આવશ્યકતા હોય તો તેનો પણ તુટો નથી.

ઉત્તરાધ્યયન સૂત્રમાં ઉલ્લેખ છે કે જે સાધક પોતાનું જીવન સાધનામાં વ્યતીત કરે છે, જે સત્કર્મના માર્ગ ઉપર ચાલે છે અને શુભ ભાવના રાખે છે, તે પોતાનું આયુષ્ય સમાપ્ત કરી દેવલોકમાં જાય છે. દેવલોકમાંથી આવીને તે ક્યાં ઉત્પન્ન થાય છે તેને માટે અહીં નીચેની ગાથાઓ આપવામાં આવે છે:—

खेत्तं वत्थु हिरण्णं च पसवो दास-पोरुसं।
चतारि कामखंधाणि, तत्थ से उववज्जइ॥
मित्तवं नाइवं होइ, उच्चागोए य वण्णवं।
अप्पायङ्के महापण्णे, अभिजाए जसो बले॥
—उ. सूत्र ३ १७-१८

ઉપર્યુક્ત ગાથાઓમા કહેવામા આવ્યુ છે કે જે સાધક દેવલોકમા જાય છે તે જીવનનો પુન પ્રકાશ પ્રાપ્ત કરવા માટે સાથી ક્યા જન્મ લે છે? તેનો ઉત્તર એ છે કે—તે જ્યા રસદાર ખેતી બરાબર થતી હોય. સૌથી પહેલુ પ૮ એ આ યુ કે તે સાધકને ખેતર મળશે તેને ખેતરની રસદાર ભૂમિ મળશે, જેમા તે સોનાથી પણ વધુ કિમતી જીવન-પ્રાણ અન્ન ઉત્પન્ન કરી શકશે અહીં સોના અને ચાદીની પણ પહેલા ખેતરની ગણતરી કરવામાં આવી છે આ પ્રમાણે જૈન ધર્મની પરપરા ખેતીવાડીને પુણ્યનું ફળ માને છે ખેતીવાડી, ખેતર કે જમીન જો પાપનું ફળ હોત તો શાસ્ત્રકાર તેને પુણ્યનુ ફળ શા માટે કહેતે?

ઉત્તરાધ્યયન સૂત્રમા આગળ કહ્યું છે કે —

कम्मुणा बंभणो होइ, कम्मुणा होइ खत्तिओ।
वइसो कम्मुना होइ सुद्दो हवइ कम्मुणा॥

અર્થાત્—કર્મથી જ બ્રાહ્મણ બને છે, કર્મથી જ ક્ષત્રિય બને છે, કર્મથી જ વૈશ્ય બને છે અને કર્મથી જ શૂદ્ર બને છે

અહીં કર્મથી વૈશ્ય બનવાનું બતાવવામ આવ્યુ છે, પરતુ કર્મનો નિર્ણય આપ કેવી રીતે કરશો? કર્ક દયા, પૌષધ વગેરે છે કે જે આપનામાંથી કોઈને બ્રાહ્મણ, કોઈને ક્ષત્રિય, કોઈને વૈશ્ય અને કોઈને શૂદ્ર બનાવે છે? બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે રૂપે પૃથક્ કરનાર કર્મ કયું છે? ધાર્મિક નિયમ અને મર્યાદાઓ તો બધા માટે સમાન છે અને તેનુ ફળ પણ બધા માટે સમાન જ બતાવવામા

આવ્યુ છે કોઈ ધાર્મિક નિયમ કે વ્રત-કર્મ એવા નથી કે જે કોઈને બ્રાહ્મણ અને કોઈને વૈશ્ય વગેરે બનાવી દે

તો પછી અહીં કર્મનો શુ અર્થ છે? આ વાત સમજવા માટે આપણે પ્રાચીન ટીકાકારો તરફ દૃષ્ટિ કરવી પડશે ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર વિસ્તૃત અને પ્રાંજલ ટીકા લખનાર વાદિ-વૈતાલ શાન્ત્યાચાર્ય વિક્રમની ૧૧ મી સદીમા થઈ ગયા છે તેમણે પોતાનુ સ્પષ્ટ ચિંતન જૈન જનતા સામે રાખ્યુ છે તેમણે 'કમ્મુણા વઇસો હોઇ' પદ ઉપર ટીકા લખતા કહ્યુ છે કે—

कृषिपशुपालनवाणिज्यादिकर्मणा वैश्यो भवति।

ભગવદ્ગીતામા પણ આજ વાત કહી છે—

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्मस्वभावजम्।

આજ ભ્રાંતિવશ આપણે કર્મોને સમજવામાં ગડબડમા પડી ગયા છીએ, પરંતુ પ્રાચીન જૈન અને જૈનેતર સાહિત્ય સ્પષ્ટ બતાવે છે કે કૃષિ કરવી તે વૈશ્ય વર્ણનુ કાર્ય હતું આજ તે કાર્ય માત્ર શૂદ્રો અને અનાર્યોને માથે નાખવામા આવ્યુ છે.

ભગવાન મહાવીરે કૃષિકર્મ કરનાર વ્યક્તિઓને વૈશ્ય જ બતાવેલ છે ભગવાન મહાવીર પાસે આવનાર અને વ્રત ગ્રહણ કરનાર જે પ્રમુખ શ્રાવકોનું વર્ણન ઉપાસક દશાંગ સૂત્રમા આવે છે, તેમા કોઈ એવા શ્રાવક ન હતા જે શ્રાવક-અવસ્થામા ખેતીવાડીનો ધંધો ન કરતા હોય તેથી આપ સ્વયં વિચારી શકશો કે આપણી પરંપરા આપણને ખેતીના વિષયમાં શુ નિર્દેશ કરે છે? વાણિજ્ય-વ્યાપારનો અંક તો ત્રીજો છે, વૈશ્યનું પહેલું કર્મ ખેતી અને બીજુ કર્મ પશુપાલન ગણાવ્યુ છે

અલબત્ત, અહીં એક વાત ખ્યાલમાં રાખવી જોઈએ તે એ છે કે બાર વ્રતધારી શ્રાવકની ભૂમિકા સુધી તો ખેતીનો જરા પણ નિષેધ નથી તેની ઉપરની ભૂમિકા પ્રતિમાધારી શ્રાવકની ભૂમિકા

છે. ક્રમશઃ પહેલી, બીજી, ત્રીજી પ્રતિમાઓનો સ્વીકાર કરતા કરતાં શ્રાવક જ્યારે આઠમી પ્રતિમાને અંગીકાર કરે છે ત્યારે આરંભના કાર્યોનો ત્યાગ કરતાં કૃષિનો ત્યાગ કરે છે આ સબધમાં શ્વેતાંબર અને દિગબર પરંપરાના બધા આચાર્યો એક જ સ્વરથી કહે છે કે—*

आरम्भ—कृष्यादिकर्म, तत्त्यागं करोति।

અર્થાત્—અહીં આરંભનો અર્થ કૃષિકર્મ વગેરે સમજવો જોઈએ તેનો ત્યાગ આઠમી પ્રતિમામા થાય છે આ પ્રમાણે પ્રતિમાધારી શ્રાવક આઠમી પ્રતિમામા સ્વય કૃષિ કરવાનો ત્યાગ કરે છે અને નવમી પ્રતિમામા કરાવવાનો પણ ત્યાગ કરી દે છે

શાસ્ત્રોનું આટલું બધુ સ્પષ્ટ વિવરણ આપણી સામે વિદ્યમાન છે અને ત્યાગનો ક્રમ પણ સ્પષ્ટરૂપે શાસ્ત્ર બતાવે છે, છતા થોડા માણસો ભ્રમમા પડેલા છે જે વાત આગળની ભૂમિકામા છોડવાની છે, તેને પહેલાની ભૂમિકામા છોડવાનો આગ્રહ કરવામા આવે છે અને જે પહેલાની ભૂમિકામા ત્યાગવા યોગ્ય છે, તેનું તો કાંઈ ઠેકાણુ જ નથી ધોતીયાની જગ્યાએ પાઘડી અને પાઘડીની જગ્યાએ ધોતીયુ લપેટી આપણે આપણને દુનિયાની દૃષ્ટિમા હાસ્યાસ્પદ બનાવી રહ્યા છીએ

આર્ય—અનાર્ય કર્મોનું વિવરણ પ્રજ્ઞાપન સૂત્રમા પણ આવ્યુ છે. ત્યા થોડી વસ્તુઓ ગણાવી **'जे यावन्ने तहप्पगारा'** કહીને સમસ્ત નિચોડ બતાવી દીધો છે તેનો અર્થ એ છે કે આ પ્રકારના અન્ય કર્મો પણ છે, જે આર્યકર્મ છે

કુભારના ધધાને પણ ત્યા આર્યકર્મ બતાવ્યુ છે તેથી આપ નિર્ણય કરી શકશો કે કૃષિકર્મને અનાર્યકર્મ કહેવાનુ કોઈ કારણ ન હતું પરંતુ હમણા વીતેલા જમાનામા કેટલાય નવા ટીકાકારો

*સમન્તભદ્રકૃત 'રત્નકરડશ્રાવકાચાર' અને 'પ્રવચનસારોદ્ધાર'ની સિદ્ધસેનીય વૃત્તિ જુઓ.

ઉત્પન્ન થયા છે,- કે જે તે જુના આચાર્યોની માન્યતાઓ અને ભગવાન મહાવીરના સમયથી ચાલી આવતી પરંપરાઓને તોડી નાખવાની ચેષ્ટા કરી રહ્યા છે અને યુગદૃષ્ટા અને ક્રાંતિકારી આચાર્ય શ્રી જવાહરલાલજી મહારાજ, કે જેમણે પ્રાચીન પરંપરાના આધારે પોતાનું સ્પષ્ટ ચિંતન જનતા સામે મૂકયું છે, તેમને ઉત્સૂત્ર પ્રરૂપણા કરનાર કહેવાનું દુસ્સાહસ કરે છે 'ખેતી આર્યકર્મ નથી', તેથી વધુ મોટુ જૂઠાણુ બીજુ કયુ હોઈ શકે?

વિક્રમની બીજી કે ત્રીજી શતાબ્દીની લગભગ આચાર્ય ઉમાસ્વાતિ થયા છે, જેમણે તત્ત્વાર્થસૂત્ર ઉપર સ્વોપજ્ઞ ભાષ્ય લખ્યુ છે તેમણે કર્માર્યની વ્યાખ્યા કરતા કહ્યું છે કે —

**कर्मार्य -यजनयाजनाध्ययनाध्यापनकृषिवाणिज्ययोनिपोषणवृत्तय ।**

આ ચિંતન ક્યાથી આવ્યુ છે? તે જ પ્રજ્ઞાપના સૂત્રના આધારે અહીં ચિંતન કરવામા આવ્યુ છે

આચાર્ય અકલંક ભટ્ટે (આઠમી શતાબ્દી) તત્ત્વાર્થ રાજવાર્તિકમા પોતાનું વિશિષ્ટ ચિંતન જનતા સામે રાખ્યુ છે તેમણે ખેતીવાડી, ચંદન, વસ્ત્ર વગેરેના વ્યાપારને અને લેખન-અધ્યાપન વગેરે ધંધાને સાવદ્ય-આર્યકર્મ બતાવેલ છે તેનું કારણ બતાવતા તેઓ કહે છે કે —

**षडप्येतेऽविरतिप्रवणत्वात्सावद्यकर्मार्या ***

આ છ પ્રકારની આર્ય અવિરતિના કારણથી સાવદ્યકર્માર્ય છે, અર્થાત્ વ્રતી શ્રાવકની ભૂમિકાની પહેલા તે સાવદ્યકર્માર્ય છે. પરંતુ ત્યારબાદ વ્રતી શ્રાવક થતા જે મર્યાદાબદ્ધ ખેતી વગેરે કર્મ કરે છે, લખવા-વાચવાનો ધંધો કરે છે, તો તે અલ્પારંભની ભૂમિકામા છે —

---

*આચાર્ય અકલંક લેખન આદિની પેઠે કૃષિને સાવદ્ય કર્મ જ કહ્યુ છે, મહાસાવદ્ય નહિ કૃષિને મહારંભ-મહાપાપ કહેનાર સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરે.

### अल्पारंभा धर्मार्थिनः श्रावका ।

ખેતી વગેરે કર્મો આર્યકર્મ હોવાનું આથી વધુ સારું પ્રમાણ બીજું શું હોઈ શકે? સારાંશ એ છે કે શ્રાવકની ભૂમિકા અલ્પારંભની જ ભૂમિકા છે તેનું રહસ્ય એ જ છે કે શ્રાવકમાં વિવેક હોય છે અને જે કામ કરે છે, તેમાં વિવેકની દૃષ્ટિ રાખે છે શ્રાવકનો હાથ એવો છે કે જેને તે હાથ અડે તે સોનું બની જાય શ્રાવકની ભૂમિકા એવી ભૂમિકા છે કે જેમાં વિવેકનો જાદુ રહેલો છે આ જાદુ જ તેના કાર્યોને અલ્પારંભી બનાવી દે છે

મૂળ વસ્તુ વિવેક છે જ્યાં વિવેક નથી ત્યાં ખેતી પણ આરંભ કર્મ છે, ત્યાંસુધી કે વિવેકના અભાવમાં ઝાડુ લગાવવું તે પણ અલ્પારંભ બનતો નથી

આ પ્રમાણે આપણે જીવનના પ્રત્યેક પ્રશ્નમાં આર્યકર્મ અને અનાર્યકર્મ તથા અલ્પારંભ અને મહારંભનો નિર્ણય કરી લેવો જોઈએ વિવેકનો ત્યાગ કરી કોઈ એક પક્ષની પૂંછડી પકડી લઈ આપણે ખોટી બૂમો પાડ્યા કરશું તો આપણી સમજમાં કાંઈ પણ નહિ આવે અને આપણે જૈન ધર્મને વિશ્વની દૃષ્ટિમાં નીચે પાડશું



# ૫

## કૃષિ અલ્પારંભ છે

દરેક માણસે હિંસા અને અહિંસાનો મર્મ સમજવો જોઈએ મનુષ્યે પોતાના દરેક કાર્યની છણાવટ કરવી જોઈએ અને જોવુ જોઈએ કે ક્યા કેટલી હિંસા થઈ રહી છે અને ક્યા કેટલી અહિંસાની સાધના ચાલી રહી છે સાધારણત સાધકોના જીવનના બે ભાગ હોય છે— એક ગૃહસ્થ જીવન અને બીજુ સાધુ જીવન ગૃહસ્થને પોતાના જીવનની ઉચ્ચતા પ્રાપ્ત કરવાની છે અને સાધુને તેમના જીવનની ઉચ્ચતા પ્રાપ્ત કરવાની છે સાધુ બનતા જ તેમના જીવનમા પૂર્ણતા આવી જાય એવુ નથી મહાવ્રતોને ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા કરી કે જીવનમા પૂર્ણતા આવી ગઈ એવુ સમજવુ તે ભ્રમ છે સાધુ પણ પોતે અપૂર્ણ છે અને તેમને પણ પોતાના જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરવાની છે પૂર્ણતા હિમાલયની સર્વોચ્ચ ટોચ છે અને ત્યા સુધી પહોચવા માટે કઠણ સાધના અપેક્ષિત છે.

એ વાત તો ઠીક છે કે સાધુ શ્રાવકની અપેક્ષાએ થોડા વધુ આગળ વધેલા છે કાંઈક ઊંચે ચઢી ચૂક્યા છે, વધુ ઊર્ધ્વમુખી બનવાના માર્ગ ઉપર આગળ અને આગળ વધી રહ્યા છે અને ગૃહસ્થ પોતાના ક્ષેત્રમા હજુ પગલા માંડી રહેલ છે અને સાધુનું જીવન પણ ઊંચુ-નીચુ તો છે જ. તેની પણ અનેક શ્રેણીઓ છે

તે પ્રમાણે ગૃહસ્થ જીવનની પણ અનેક શ્રેણીઓ છે તેમાં પણ કેટલીય શ્રેણીઓ છે તેથી ગૃહસ્થ નાનો છે તો ગૃહસ્થ નગણ્ય છે, ઝેરનો ટૂકડો છે. એવુ સમજવું નહિ ગૃહસ્થ સાધુની અપેક્ષાએ નીચો હોવા છતાં પણ કોઈ અપેક્ષાથી ઊંચો છે જે ગૃહસ્થ વિવેકપૂર્વક જીવનના મેદાનમાં ચાલે છે, જેના હૃદયમા પ્રત્યેક પ્રાણી માટે દયાનું ઝરણું અખંડ વહ્યા કરે છે, જે મહાહિંસાથી દૂર રહી પોતાની જીવન યાત્રાનો માર્ગ કાપી રહેલ છે, તે શ્રાવકના પોતાના કર્તવ્યને દઢતાથી પૂરું કરી રહેલ છે ભલે તે ધીરા પગલાથી ચાલતા હોય, પરંતુ લક્ષ તરફ તે અવશ્ય ચાલી રહેલ છે

આપણે આપણી જૂની પરંપરા તરફ દષ્ટિ કરવી જોઈએ. તે પરંપરા શું કહે છે ? જે ગૃહસ્થ પોતાની નાવની સાથે સાથે બીજાની નાવ પણ પાર કરે છે, તે ગૃહસ્થ કદી પણ ઝેરનો ટૂકડો હોઈ જ ન શકે એમ આપણી પરંપરા સ્પષ્ટત. કહે છે કોઈ માણસનો એવો ખ્યાલ છે કે ગૃહસ્થે પોતાની આજીવિકા માટે કમાવુ પડે છે, વસ્ત્રો માટે પણ ધન પેદા કરવુ પડે છે, વખત આવ્યે પોતાના દેશ, સમાજ અને રાષ્ટ્રની રક્ષા માટે કઠોર કર્તવ્ય પણ બજાવવું પડે છે, તેથી ગૃહસ્થ તો પાપમા ડૂબેલો છે પરંતુ આપણે જો ગૃહસ્થ જીવનને બુદ્ધિની કસોટી ઉપર કસીને જોઈએ તો વિદિત થશે કે વિવેકવાન ગૃહસ્થ જો કે સાધુના ગુણસ્થાનથી નીચો છે. છતાં પ્રથમના ચાર ગુણસ્થાનોથી ઊંચો પણ છે, (કારણ દેશવિરતિ શ્રાવકનું પાચમું ગુણસ્થાન છે ) દુર્ભાગ્યવશ આપણું ધ્યાન નીચાઈ તરફ તો જાય છે પરંતુ ઊંચાઈ તરફ જતું જ નથી.

તેથી થોડાક માણસોએ એક સિદ્ધાંત કાઢયો છે કે સાધુની અપેક્ષાએ ગૃહસ્થ નીચો છે, તેથી તેનો સત્કાર-સન્માન કરવો, તેની સેવા સુશ્રુષા કરવી વગેરે કાર્યો બીજા ગૃહસ્થ માટે પણ સંસારનો માર્ગ છે. તે હિંસા, અસત્ય, ચોરી અને કુશીલનો માર્ગ છે. તે

પતનનો રાહ છે. મારા ખ્યાલ પ્રમાણે આવા વિચારોની પાછળ અજ્ઞાન ચક્કર કાપી રહી છે અને તે વિચારોને વિવેકનો પ્રકાશ મળ્યો નથી, તેથી ત્યાં અંધકાર પ્રવર્તે છે. સુપાત્ર અને કુપાત્રની અનેક પ્રેમપૂર્વક ધારણાઓ પણ આ અજ્ઞાનનું જ પરિણામ છે. ગૃહસ્થ કુપાત્ર છે, તેને કાંઈપણ આપવું તે ધર્મ નથી, સાધુને આપવું તે જ ધર્મ છે—આ પ્રકારની બધી કલ્પનાઓ સંકુચિત વિચારો દ્વારા જ ઘડવામાં આવેલી છે

આ પ્રમાણે એકાંત રીતે નાના–મોટાના આધાર ઉપર ધર્મ અધર્મનો નિર્ણય થઈ શક્તો નથી. અંતે સાધુ પણ છટ્ઠે ગુણ-સ્થાને છે. તે સાતમા ગુણસ્થાનવાળાથી નીચા છે. સાતમા ગુણસ્થાનવાળા અપ્રમત્ત સાધુ પણ આઠમા ગુણસ્થાનવાળા સાધુથી નીચા છે. કેવળ જ્ઞાનીની ભૂમિકાથી સર્વે સામાન્ય સાધુ નીચા છે. અને હું પૂછું છું કે તેરમા ગુણસ્થાનવાળા અરિહંત ભગવાનની ભૂમિકા ઊંચી છે કે નીચી? જો બારમા ગુણસ્થાનથી તે ઊંચી છે તો ચૌદમા ગુણ-સ્થાનથી નીચી પણ છે. તો આ પ્રકારની અપેક્ષાકૃત ઊંચાઈ અને નીચાઈ ભલે રહે, પરંતુ તેને વ્યર્થ ચર્ચાનો આધાર બનાવવામાં કાંઈ મહત્ત્વ નથી. નીચેની ભૂમિકાઓને પાર કરી, ઊંચી ભૂમિકામાં આવવું તે મહત્વપૂર્ણ વાત છે. આપણે એ જોવું જોઈએ કે જીવન ઉપરની તરફ ગતિશીલ છે કે નહિ? સાધક નીચેની તરફ તો સરકતો જતો નથી?

ગૃહસ્થની ભૂમિકા ઉપર વિચાર કરો. તે મિથ્યાત્વના ગાઢ અંધકારને ચીરીને અનંતાનુબંધી કષાયોની નક્કર દીવાલોને ઉલંઘી, અવ્રતના અપાર સમુદ્રને પાર કરીને અને અપરિમિત ભોગોની જ્વાળાઓને નિયંત્રણમાં કરીને ઊંચે ઊઠેલ છે કે નહિ? તેણે મિથ્યાત્વની દુર્ભેદ્ય ગ્રંથીઓને તોડી છે અને તે અહિંસા અને સત્યના માર્ગ ઉપર યથાશક્તિ પ્રગતિ કરી રહેલ છે. એ વાત જુદી છે કે તે ઉચ્ચ સાધકની પેઠે દોડી શક્તા નથી, ધીરેથી ચાલે છે.

સૂયગડાંગ સૂત્રમાં ધર્મ અને ધર્મ-જીવનનાં સંબંધમાં એક ઘણી મહત્ત્વપૂર્ણ ચર્ચા આવે છે. ત્યાં સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે જે મિથ્યાત્વ, અવિરતિ વગેરેમાં પડેલ છે, તે આર્ય જીવનવાળા નથી, પરંતુ જેમણે હિંસા અને અસત્યના થોડા અંશને છોડેલ છે, જે અહિંસા અને સત્યને હિતકારી સમજે છે અને અસત્ય વગેરે બંધનો પૂર્ણ રીતે તોડવાની ભાવના રાખે છે અને ક્રમશઃ તોડતાં જાય છે તે ગૃહસ્થ શ્રાવક પણ આર્ય છે. તેના પગલાં સંસાર તરફ છે કે મોક્ષ તરફ? સહજ વિવેક-બુદ્ધિથી વિચાર કરનાર અવશ્ય કહેશે કે-"મોક્ષ તરફ." એવા ગૃહસ્થના વિષે જ સૂયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે:—

एस ठाणे आरिए जाव सव्वदुक्खपहीणमग्गे एगंत सम्मे साहू। —सूय. सूत्र, द्वितीय श्रुतस्कंध अ. सू. ३९

અને આ ગૃહસ્થ-જીવનની પ્રશંસામાં જે આર્ય અને એકાંત સમ્યક્ત્વ વગેરેની વાત કહી છે તે જ વાત સર્વ વિરતિ સાધુ માટે પણ કહેવામાં આવી છે.

આપ કહેશો કે "ક્યાં ગૃહસ્થ અને ક્યાં સાધુ?" સાધુની પેઠે ગૃહસ્થ એકાંત આર્ય કેવી રીતે? આ પ્રશ્નોનો ઉત્તર આપવા માટે મારે આપને એક પ્રશ્ન કરવો પડશે. હું પૂછું છું કે શ્રાવક-ગૃહસ્થ મરીને ક્યાં જાય છે?

'દેવલોકમાં!'

અને સાધુ?

છઠ્ઠાથી અગિયારમા ગુણસ્થાનવાળા સાધુ પણ મરીને દેવલોકમાં જાય છે. આ પ્રમાણે જેવી રીતે બંનેની ગતિ દેવલોકની છે, તે પ્રમાણે બંનેનાં એકાંત આર્યત્વ પણ છે. તેનું કારણ એ જ છે કે ગૃહસ્થ શ્રાવકનો દૃષ્ટિકોણ સાધુની પેઠે જ ચરમ સત્યની તરફ છે, બંધનોના પાશને તોડવાની તરફ જ છે.

સૂયગડાંગ સૂત્રના ક્રિયા સ્થાનમા જ્યા ક્રિયાઓનું વર્ણન છે ત્યા ગૃહસ્થને જ્યારે સાધુની પેઠે એકાંત આર્ય દર્શાવેલ છે તો એવી સ્થિતિમા સાધુ ભોજન વગેરે કાર્ય કરે તો પાપ થતું નથી અને શ્રાવક તે જ ભોજન વગેરેનું કાર્ય વિવેકપૂર્વક કરે તેમા એકાન્ત પાપ અને પાપ જ લાગવાની ખોટી ઘોષણા કર્યે જવી તે કેવી રીતે શાસ્ત્ર સગત હોઈ શકે ? જે કાર્ય સાધુ કરે છે તે જ કાર્ય વિવેક સહિત કરનાર શ્રાવક પાપી અને કુપાત્ર કેવી રીતે બની ગયા ? આ વાતનો આપણે નિષ્પક્ષ બનીને વિચાર કરવો જોઈએ

પાપ કરવું, તે એક વાત છે અને પાપ થઈ જવુ તે બીજી વાત છે પાપ તો સાધુથી પણ થઈ જાય છે તે પણ કદી કોઈ પ્રવૃત્તિમા ભૂલ કરી બેસે છે પરતુ સાધુ જાણી જોઈને પાપ કરે છે એમ ન કહી શકાય તેઓ પાપ કરતા નથી, પાપ થઈ જાય છે તે પ્રમાણે શ્રાવક પણ થોડેક અશે તટસ્થવૃત્તિ રાખે છે પરિસ્થિતિ વશ તેમને આરંભ કરવો પડે છે, પરતુ તે પ્રસન્ન ભાવથી નહિ. ઉદાસીન ભાવથી ભૂગમા હેય (ત્યાજ્ય) સમજીને કરે છે અલબત્ત કોઈ ગૃહસ્થ જો આસક્તિભાવથી આરભાદિ પાપ કરતો હોય, પાપ કરીને પ્રસન્ન થતો હોય, પાપકર્મ માટે ઉત્સાહિત બની પગલા માડતો હોય તો તે અનાર્ય છે કિંતુ જો ગૃહસ્થ કામ તો કરતો જાય છે, પરતુ તેમા મિથ્યાદૃષ્ટિશી આસક્તિ રાખતો નથી, તે તેમાથી એને અમુક અશે ઓછુ કરતો જાય છે, તો તે અનાર્ય કદી શકાય નહિ આવુ ના હોત તો ભગવાનો તેને એકાત સમ્યક્ અને આર્ય શા માટે કહેત ?

આટલુ સમજ્યા પછી હવે મૂળ વિષય ઉપર આવીએ. એક બાજુ ભગવાને શ્રાવકના જીવનને એકાન્ત સમ્યક્ આર્ય જીવન કહ્યુ છે અને બીજી બાજુ તમે ખેતીનો ધધો કરનાર શ્રાવકને અનાર્ય સમજો છો આ બને પરસ્પર વિરોધી વાતોનો મેળ કેવી રીતે બેસી શકશે ? આપ દિવસને દિવસ પણ કહો અને રાત પણ કહેતા

જાઓ તે વાત બુદ્ધિ કેવી રીતે સ્વીકારી શકે? શ્રાવકની ભૂમિકા અલ્પારંભની છે, મહારંભની નહિ મહારંભનો અર્થ છે–ઘોર હિંસા, ઘોર પાપ મહારંભીની ગતિ નરક છે, નરક સિવાય તેની બીજી કોઈ ગતિ નથી આ વાત શાસ્ત્રોમાં સ્પષ્ટ રૂપે કહેવામાં આવી છે —

**महारंभयाए, महापरिग्गहयाए, पंचिंदियवहेणं, कुणिमाहारेणं।** **—औपपातिक सूत्र**

અહીં નરક ગતિના ચાર કારણોમાં પહેલું કારણ મહારંભ બતાવ્યું છે આપ એક બાજુ તો શ્રાવકને અલ્પારંભી તરીકે સ્વીકારો છો અને બીજી બાજુ ખેતીવાડી કરવાના કારણથી તેને મહારંભીની ઉપાધિથી પણ વિભૂષિત કરતા જાઓ છો

આપ જાણતા જ હશો કે ગૃહસ્થ જીવનમાં આનંદ શ્રાવકે જે કર્યું હતું તે એક આદર્શની વસ્તુ હતી આનંદ જેવા ઉચ્ચ જીવન વ્યતીત કરનાર શ્રાવક મહારંભનું કાર્ય કરી શકે નહિ આનંદ શ્રાવક અવસ્થામાં પણ ખેતી કરતા હતા, આ વાતનો અસ્વીકાર કરી શકાય તેમ નથી આનંદ શ્રાવક હતા, તેથી અલ્પારંભી હતા, છતાં પણ તેઓ ખેતી કરતા હતા તેનો ફલિતાર્થ એ જ છે કે ખેતી શ્રાવક માટે અનિવાર્યતઃ વર્જનીય નથી, તે અલ્પારંભમાં જ છે

કોઈ કહે કે આનંદ મહારંભી હતા અને તેમના પરિવારમાં પરંપરાથી ખેતીનો ધંધો ચાલ્યો આવતો હતો શ્રાવક બન્યા પછી તેમણે ખેતીની જમીનની મર્યાદા કરીને બાકીનો ત્યાગ કરી દીધો હતો

આ કથનનો અર્થ એ થયો કે ખેતી મહારંભ તો છે, પરંતુ તેની મર્યાદા થઈ શકે છે પરંતુ શું ક્યાંય મહારંભની મર્યાદા થાય છે? અથવા મહારંભની મર્યાદા કર્યા પછી પણ શું કોઈ અણુવ્રતી શ્રાવકની કોટિમાં ગણાઈ [illegible]? મહારંભની મર્યાદા કરીને જો શ્રાવકની કોટિ પ્રાપ્ત કરી [illegible] તો કતલખાનાની મર્યાદા કરનાર પણ શ્રાવકની કોટિમાં [illegible] અને ભગવાન મહાવીર

પાસે કોઈ વ્યક્તિ આવીને કહેતી કે—"પ્રભો ! હું સો કતલખાના ચલાવી રહ્યો છું અને હજુ સુધી શ્રાવકની ભૂમિકામાં આવ્યો નથી. હવે હું મર્યાદા કરું છું કે સોથી વધુ કતલખાના ચલાવવાનો ત્યાગ કરાવો અને આપના અણુવ્રતી શ્રાવક સંઘની સદસ્યતા પ્રદાન કરો." તો શું ભગવાન તેને પોતાના અણુવ્રતી શ્રાવક સંઘના સદસ્ય તરીકે ગણશે? નહિ. ભગવાન ઉત્તર આપતે કે—'અણુવ્રતી શ્રાવકનું પદ પ્રાપ્ત કરવા માટે તમારે મહારંભનો પૂરી રીતે સૌથી પહેલાં ત્યાગ કરવો પડશે. તાત્પર્ય એ છે કે કતલખાના, જુગારના અખાડા, વેશ્યાલય કે શરાબની ભટ્ટીઓ ચલાવીને અને તેની થોડી મર્યાદા બાંધીને, કોઈ પણ માણસ અણુવ્રતી શ્રાવકની શ્રેણી પ્રાપ્ત કરવા ઇચ્છા કરે તો તે પ્રાપ્ત કરી શકતો નથી. એવું થવું તે સંભવિત જ નથી.

આ પ્રકારની મર્યાદાઓ તો થતી જ રહે છે. અમે જ્યારે પંજાબમાં વિહાર કરતા હતા ત્યારે કોઈ માંસાહારી કે શિકારી ગૃહસ્થ મળતો તો તેને માંસાહાર કે શિકાર છોડવાનો ઉપદેશ આપતા. જો તેઓ પૂરી રીતે છોડવાનું સ્વીકારતો નહિ તો અધિક ન કરવાનો ઉપદેશ આપતા. પરંતુ શું તેથી તેનું ગુણસ્થાન બદલી ગયું? એક હજાર હરણ મારનાર જો પાંચસો સુધીજ હરણ મારવાની મર્યાદા કરી લે તો ભલે તેને કલ્યાણનો આછો માર્ગ મળ્યો હોય, પરંતુ એટલા માત્રથી તેને અણુવ્રતી શ્રાવકની ભૂમિકા મળી શકતી નથી.

કૃષિ સંબંધી વિચાર કરતાં આપણે ભગવાન આદિનાથને સ્મરણમાં રાખવા જોઈએ. કલ્પવૃક્ષથી યુગલીઆઓનો નિર્વાહ થતો હતો. તે વખતે અન્નનું કાંઈ સંકટ ન હતું. યુગલીઆઓ જો કે ત્રણ પલ્યોપમની આયુષ્યવાળા હતા, પરંતુ અંતિમ સમયમાં જ તેમને સંતાન થતા. અર્થાત્ યુગલીઆનું એક જોડું જ્યારે વિદાય લેવાની તૈયારી કરે ત્યારે આ બાજુ બીજું જોડું ઉત્પન્ન થઈ જતું. આ પ્રમાણે તેની સંખ્યામાં કોઈ વિશેષ વધઘટ થતી નહિ. પરંતુ ભગવાન

ઋષભદેવના વખતમાં કલ્પવૃક્ષ ઉત્પાદનનું સાધન હતું. તે ઘટવા લાગ્યા અને જનસંખ્યા વધવા લાગી. તેથી કલ્પવૃક્ષોથી તેમની આવશ્યકતાઓની પૂર્તિ થઈ શકી નહિ. જ્યાં ઉત્પાદન ઓછું થતું હોય અને ખાનાર અધિક થઈ જાય, ત્યાં સંઘર્ષ થયા વિના રહે નહિ.

નળ ઉપર પાણી ભરવામાં તુ-તે શા માટે થાય છે? કારણ એ છે કે પાણી ઓછું આવે છે અને તે પણ જલદી બંધ થઈ જવાનો ડર રહે છે અને માણસોને પાણીની આવશ્યકતા વધુ હોય છે તેથી પરસ્પરમાં લડાઈ-ઝગડા થાય છે. એક ઇચ્છે છે કે હું પહેલાં ભરી લઉં અને બીજા પણ તે જ પ્રમાણે ઇચ્છે છે. પરંતુ પાણીથી પરિપૂર્ણ કુવા ઉપર આવી સ્થિતિ હોતી નથી. ત્યાં જેટલું જોઈએ તેટલું પાણી મળી શકે છે, તેથી સંઘર્ષ કરવાની જરૂર રહેતી નથી. જ્યાં અભાવ હોય છે, ભરણ પોષણના સાધનો પૂરાં હોતાં નથી, ત્યાં જ સંઘર્ષ થાય છે. જ્યાં ઉત્પાદન વધુ હોય છે અને ખાનાર-પીનાર ઓછાં હોય છે, ત્યાં અભાવમૂલક સંઘર્ષ થતો નથી. વિષમતા હોતી નથી કે સંગ્રહવૃત્તિ જાગતી નથી.

એક માણસ નદીમાં ડૂબી રહ્યો છે. તે તરવાનું જાણતો નથી. આપ તરવાનું જાણો છો અને તુરત તેને બહાર કાઢી લો છો. એક બીજી વ્યક્તિ છે. તે ડૂબનારને જોઈને તેને શીઘ્ર બહાર કાઢી લે છે અને સાથે સાથે તરવાની કળા પણ શીખવી દે છે. તે બેમાંથી કોનું કાર્ય મહત્ત્વપૂર્ણ છે?

* તરવાનું શીખવનારનું!

ઠીક છે, કારણ તે માણસ પોતાની સામે ડૂબનારને તો બચાવી શકો પરંતુ બીજો ક્યાંય ડૂબતું હોય તો તેને ક્યાંથી બચાવી શકે? પરંતુ તે કોઈને તરવાની કળા જ શીખવી દે અને તેને સ્વાવલંબી બનાવી દે તો તે માણસ ક્યાંય ડૂબશે નહિ અને નિર્ભય બની જશે. ડૂબતાને બચાવનાર જો માણસોને તરવાનું ન શીખવે અને ડૂબતાઓને પકડી પકડી બહાર કાઢતો રહે તો ડૂબતાને બચાવવાની સમસ્યાનો કદી ઉકેલ આવશે જ નહિ.

આપના ઘેર કોઈ સાધર્મિક ભાઈ આવ્યો હોય તે તે વખતે ઘણાં સંકટમાં હોય, તેના ઘરમાં ખાવા અન્ન ન હોય અને તે ગરીબીથી ગ્રસ્ત હોય. આપે તેને તાત્કાલિક મદદ કરી અર્થાત્ બે ત્રણ વાર જમાડો પરંતુ શું આટલું કરવા માત્રથી તેના જીવનની સમસ્યાનો ઉકેલ આવી ગયો? તેની સામે બીજે દિવસે પાછી તે જ ભૂખની સમસ્યા આવીને ઊભી રહેશે. પરંતુ કોઈ ભાઈએ તેને દુઃખી જોઈ, દયાથી પ્રેરાઈ કોઈ કામધંધે ચડાવી દીધો, ધંધો શીખવી દીધો, અને તેને પગભર બનાવી દીધો. તો પહેલાની સરખામણીમાં બીજી વ્યક્તિ અધિક ઉપકારી ગણાશે.

તે કારણથી જ દેશના નેતાઓ નવયુવકોને પોતાના દેશના મહત્ત્વપૂર્ણ ધંધા શીખવે છે, તેમનો વિકાસ કરે છે અને દેશની આર્થિક તથા ખોરાક સંબંધી સમસ્યા ઉકેલે છે. તેને જ તરવાની કળા શીખવવી કહે છે.

ભગવાન ઋષભદેવે પણ તે યુગલીઓને તરવાની કળા શીખવી તેમના સમયમાં મનુષ્યોની સંખ્યા વધી ગઈ હતી માબાપો પણ જીવતા રહેતા અને સતાનો પણ જીવતા રહેતા. એક જ જોડું ઉત્પન્ન થવાનો પ્રાકૃતિક નિયમ તે સમયે તૂટી ગયો હતો સતાનો વધવા લાગ્યા હતા સ્વયં ભગવાન ઋષભદેવને સો પુત્રો અને ઘણાં પૌત્રો હતા. કલ્પવૃક્ષોમાં અર્થાત્ ઉત્પાદનમાં ઘટાડો થતો ચાલ્યો હતો. તે વખતનો ઇતિહાસ વાચશો તો આપ જાણી શકશો કે જે યુગલીઆઓને પહેલા વૈરવિરોધનો સ્પર્શ થયો ન હતો તેઓ પણ ખોરાક માટે પરસ્પરમાં બોલાચાલ કરવા લાગ્યા, ઝગડવા લાગ્યા, લાખો વર્ષો સુધી કલ્પવૃક્ષની વહેચણી થઈ ન હતી, પરંતુ હવે તો તેપણ થવા લાગી અને વૃક્ષો ઉપર સૌ સૌનો પહેરો બેસવા લાગ્યો એક યૂથ બીજા યૂથના કલ્પવૃક્ષના ફળ લેવા આવતું તો પરસ્પરમાં લડાઈ થતી. એક વર્ગ કહેતો કે—આ કલ્પવૃક્ષ મારૂં છે. બીજો કહેતો કે—આ મારૂં છે, બીજો કોઈ તેના ફળ લઇ શકશે નહિ સૌ કોઈ કહેતું કે હું પહેલા ખાઈશ તું એને લઈ લે તો પછી હું શું ખાઉં?

આ પ્રમાણે સંગ્રહવૃત્તિ વધવા લાગી તે વખતે જો ભગવાન ઋષભદેવ જેવા કળાકાર ન હોત તો યુગલીઆ પરસ્પરમાં લડી-ઝગડીને સમાપ્ત થઈ જાત. ભગવાને તેમને સાચો માર્ગ બતાવ્યો અને તેમના કલેશને મટાડ્યો

આશંકા કરી શકાય કે શું ભગવાન ઋષભદેવ તેમને ખાવાનું ન આપી શકત? દેવતાઓ અને દેવતાઓના રાજા ઇન્દ્ર તેમની આજ્ઞામાં હતા તેઓ આજ્ઞા આપતે તો તેમને ખાવાનું મળવામાં કયા વાર લાગે તેમ હતી? પરંતુ તેમ કરવાથી જ્યાં સુધી ભગવાન રહેતે ત્યાં સુધી જ તેઓની આવશ્યકતાની પૂર્તિ થાત ત્યારબાદ એ જ ઝગડા, ગરબડ અને મારપીટ થાત અને તે જ સમસ્યા ફરીથી ઉભી થાત તેથી ભગવાને તેમને પોતાને હાથે જ

પરિશ્રમ કરવાનું શીખવ્યું -તેમણે કહ્યું, તમારા હાથ સ્વયં તમારી સૃષ્ટિનું નિર્માણ કરી શકશે

આ પ્રસંગે મને અથર્વ વેદકાલિન એક વૈદિક ઋષિની વાત યાદ આવે છે તેમણે કહ્યું હતું કે:—

**अयं मे हस्तो भगवान्, अयं मे भगवत्तर ॥**

આ મારા હાથ જ ભગવાન છે, બલ્કે મારા હાથ ભગવાનથી પણ વધુ છે હાથ જ ઐશ્વર્યનો ભંડાર છે

આ પ્રમાણે ભગવાને યુગલીઆઓના હાથોથી જ તેમની સમસ્યા ઉકેલી હું તો કહું છું કે ભગવાને તે યુગલીઆઓની જ સમસ્યાને નથી ઉકેલી, પરંતુ આજના જીવનની વિકટ સમસ્યાને પણ ઉકેલી છે. ભગવાનની આ અપરિમિત અનુકંપા પ્રત્યે કયા શબ્દોમા કૃતજ્ઞતા પ્રકટ કરી શકાય? માનવજાતિના એ મહાન ત્રાતાની પ્રતિભા અને દયાળુતાનું વર્ણન કયા શબ્દોમા કરી શકાય? જ્યા સુધી મનુષ્ય જાતિ આ પૃથ્વી તલ ઉપર મોજુદ રહેશે અને સર્વે મનુષ્યો માંસભોગી નહિ બની જાય, ત્યા સુધી ભગવાનની એ દયા માટે આભારી રહેશે.

અમારા કેટલાક સાથીઓ કહે છે કે—'ખેતી તો મહારંભ છે ભગવાન ગૃહસ્થાશ્રમમા હતા, તેથી તેમણે જનતાને મહારંભની શિક્ષા આપી'

પરંતુ આ વાત મારે ગળે ઉતરતી નથી આપને ગળે પણ નહિ ઉતરે, કોઈને પણ ગળે ન ઉતરી શકે ગૃહસ્થાશ્રમમાં હતા તેથી ભગવાને જો મહારંભરૂપ ખેતી શીખવી તો તેઓ પશુઓને મારીને ખાવાની શિક્ષા પણ આપી શક્તે. તો પછી તેમણે કેમ કહ્યું નહિ કે—આ લાખો કરોડો પશુ-પક્ષીઓ મોજુદ છે તેમને મારો અને ખાઈ જાઓ તેમણે શિકાર કરીને જીવન-નિર્વાહ કરી લેવાની શિક્ષા કેમ ન આપી? પશુ-પક્ષીઓને મારવાની પેઠે અને શિકાર ખેલવાની પેઠે ખેતીને પણ મહારંભ માનનાર આ પ્રશ્નનો શું ઉત્તર આપશે?

પશુઓને મારી ખાવા તે મહારંભ હોવાથી નરકનું કારણ છે અને જો ખેતી પણ મહારંભનું કારણ હોય તો તે પણ નરક ગતિનું કારણ છે, તો પછી ભગવાન પશુ-પક્ષીઓને મારીને ખાવાની અથવા મને ઉપાયોની શિક્ષા આપી શકત પરંતુ ભગવાને એમ કર્યું નથી, તેનું કોઈ કારણ તો હોવું જોઈએ કે નહિ ?

કારણ એ જ છે કે ખેતી વાસ્તવમાં મહારંભ નથી, અલ્પારંભ છે ભગવાને અલ્પારંભ દ્વારા જનતાની સમસ્યા ઉકેલી તેમણે જોયું કે જો અલ્પારંભનો ધંધો પણ શીખવવામાં નહિ આવે તો તેઓ મહારંભ-મહાપાપમાં પડી જશે માણસો પરસ્પરમાં લડીને મરી જશે, એક બીજાને મારીને ખાવા લાગશે આ પ્રમાણે ભગવાને મહારંભની અનિવાર્ય વ્યાપક સંભાવના ને ખેતીવાડી શીખવીને સમાપ્ત કરી દીધી અને જનતાને આર્યકર્મના રસ્તે લગાડી માસ ખાવુ, શિકાર ખેલવો વગેરે ભગવાને શીખવ્યુ નથી, કારણકે તે સર્વે અનાર્ય કર્મ છે, જ્યારે ખેતી આર્ય કર્મ છે

કેટલાકનુ કહેવુ છે કે-જ્યારે ભગવાન યુગલીઆઓને ખેતી કરવાનુ શીખવતા હતા ત્યારે ખળું કરતી વખતે (ખળામા અનાજ કાઢવાની ક્રિયા કરવી તે) બળદો અનાજ ખાઈ જતા હતા તેથી ભગવાને બળદોના મોઢા ઉપર શીખલી બાંધવાની સલાહ આપી તેથી ભગવાનને અંતરાય કર્મ બંધાયુ; જેના ફળ રૂપે તેમને એક વર્ષ સુધી આહાર મળ્યો નહિ પરંતુ આ એક કલ્પના છે આ કલ્પનાની પુષ્ટિમા કોઈ પણ વિશિષ્ટ પ્રામાણિક ગ્રથનો આધાર પણ મળતો નથી માણસોની વિચાર કરવાની બુદ્ધિ ઓછી થઈ જાય છે ત્યારે તેઓ આવી જાતની વાતો ઘડી કાઢે છે જો ભગવાન એક વર્ષ સુધી ખાવામાં પડતે તો એકનિષ્ટ તપસ્યા કેવી રીતે કરી શકતે ?

આચાર્ય અમરચદ્રજીએ પદ્માનંદ મહાકાવ્યના રૂપમા ભગવાન ઋષભદેવનું જે ચરિત્ર લખ્યું છે તેનો એક અભિપ્રાય આપ વાંચશો તો આપ આનંદવિભોર બની જશો. તેમણે લખ્યું છે કે ભગવાન

ઋષભદેવ સાથે ચાર હજાર માણસોએ દીક્ષા લીધી હતી. તેમને થયું કે ભગવાન તો કાંઈ બોલતા નથી, તો ક્યાં કેવી રીતે ભોજન કરવું તેની કાંઈ ખબર પડતી નથી. ભગવાન તો નિસ્પૃહી બનીને વનમાં ધ્યાનસ્થ ઉભા છે. તેથી તેઓ બધા ગભરાઈ જઈ પદભ્રષ્ટ થઈ ગયા, સાધના પથથી નીચે ઉતરી ગયા. ભગવાને જોયું કે ભૂખ સહન કરી ન શકવાથી બધા સાથીઓ ચાલ્યા ગયા છે. તેથી મારે હવે નવા આવનાર સાધકોને માર્ગ પ્રદર્શન કરવા માટે ભોજન કરવું જોઈએ ભગવાન ઇચ્છતે તો શું એક વર્ષને બદલે બે વર્ષ તપસ્યા કરી શકતા ન હતા ? પરંતુ અન્ય સાધારણ સાધકોના હિતની દૃષ્ટિથી જ તેઓ આહાર માટે નીકળ્યા* કારણકે જનતા મહાન પુરૂષોનું અનુકરણ કરે છે. ગીતામાં કહ્યું છે કે:—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥

શ્રેષ્ઠ પુરૂષ જે આચરણ કરે છે તેને જનતા પ્રમાણ માની લે છે અને તેનું અનુકરણ કરવા લાગે છે.

આપણે ત્યાં વર્ણન આવે છે કે જે તીર્થંકરે પોતાના જીવન-કાળમાં વધુમાં વધુ સમયની જેટલી તપસ્યા કરી છે, તેટલી સીમા સુધી જ તેમના અનુયાયી સાધકો પણ તપાસ્યા કરી શકે છે. ભગવાન મહાવીરે સૌથી વધુ લાંબી તપસ્યા ૭ મહિનાની કરી હતી તો તેમના શિષ્ય પણ ૭ મહિના સુધીની તપસ્યા કરી શકે છે, તેથી

---

*गृह्णामि यदि नाहारं, पुनरद्याऽप्यभिग्रहम्,
तनोमि तपसैव स्यात्, प्रशम' कर्मणामिति ।
तदा कच्छादय इव, निराहारतयाऽर्दिताः,
भग्नाता भविष्यन्ति भविष्यन्तोऽपि साधवः ।
एवं विचिन्त्य चित्तेन, चिरं प्रचलितः प्रभुः,
निर्दोषभिक्षामाकाङ्क्षन् पुरं गजपुरं ययौ ।
—पद्मानन्दमहाकाव्य १३/२००-२०१

વધુ કરી શકતા નથી ભગવાન ઋષભદેવે સૌથી લાંબી તપસ્યા એક વર્ષની કરી હતી જો એક વર્ષ સુધીની તપસ્યાની મર્યાદા હોત નહિ તો આજ એ 'વર્ષી' તપ કેવી રીતે પ્રચલિત થાત? જરા વિચાર કરો—શું ભગવાન મહાવીર સાત મહિનાની તપસ્યા કરી ન શકતે? અવશ્ય કરી શકતા હતા, પરંતુ તેમણે વિચાર્યું કે હું તપસ્યામાં જેટલો આગળ વધીશ, તેટલું મારા શિષ્ય–સાધકો પણ આગ્રહપૂર્વક મારૂં અનુકરણ કરશે અને તેઓ વ્યર્થ ક્લેશમાં પડી જશે આવું વિચારીને જ ભગવાન મહાવીરે છ મહિનાની તપસ્યા કરી

તે જ પ્રમાણે ભગવાન ઋષભદેવે પણ એક વર્ષનું જ તપ કર્યું હતું આહાર માટે ભટકતા રહ્યા હતા જો દરરોજ આહાર માટે ફરતા રહેત તો તેઓ તપસ્યા જ કેવી રીતે કરી શકત? આ અંતરાય હતી કે તપ હતું? હું ધારૂં છું કે આ દૃષ્ટિથી આપના મતનું સમાધાન થઈ જશે

આટલા વિવેચનથી સ્પષ્ટ થઈ જાય છે કે ભગવાન ઋષભદેવે ખેતીવાડી વગેરેનો જે ધંધો શીખવ્યો તે આર્ય કર્મ હતું, અનાર્ય કર્મ નહિ તેમણે વિવાહપ્રથા તો ચલાવી, કિંતુ વેશ્યાવૃત્તિ નહિ તેમણે ખેતી શીખવી, પરંતુ માંસ ખાવાનું શીખવ્યું નથી અને તેમણે જે કાંઈ શીખવ્યું છે તે પ્રજાના હિત માટે જ શીખવ્યું છે

મહાપુરૂષ કદી પણ મહારંભના મર્યની શિક્ષા દેતા નથી એક મહાપુરૂષ કહાવનાર વ્યક્તિ જો એવા કાર્યની શિક્ષા આપે તો તે પણ નરકની અધિકારી બને, કારણકે હજારો–લાખો વ્યક્તિ તેની પછવાડે તેં જ કામ કરતી રહે છે

હું ચેતવણી આપવા ઈચ્છું છું કે, ખોટાં કદાગ્રહમાં પડીને માણસો ભગવાન ઋષભદેવના ઉજ્જ્વળ અને મહાન આદર્શ જીવન ઉપર પ્રકારાન્તરથી કાદવ ના ઉછાળે ભગવાનને મહારંભના શિક્ષક કહેવાથી તેમની ઘોર આશાતના થાય છે, તીર્થંકરની આશાતના કરવા કરતા બીજું મોટું પાપ કયું હોઈ શકે?

# ૬

## અહિંસા અને કૃષિ

### પ્રકીર્ણક પ્રશ્નો

ચાર પાંચ દિવસોથી જે વિષયની ચર્ચા કરવામાં આવે છે અને જે વિષય ઉપર આપની સાથે પુષ્કળ વિચાર-વિનિમય થતો રહ્યો છે, તે વિષય ઉપર અહીં અને બહાર પણ કાંઈક હલચલ મચી રહી છે મનથી વિચાર કરવા માટે કાંઈક ગરમી પેદા થઈ છે જ્યારે કોઈ પણ શાસ્ત્રીય વિષય ઉપર, પક્ષ કે વિપક્ષમાં રહીને ચર્ચા થવા માંડે છે ત્યારે સમજવુ જોઈએ કે કાંઈક થઈ રહ્યુ છે એવી ચર્ચાથી અને ઉત્તેજનાથી- જો તે સાચી રીતે હોય તો- વિચારોની જડતા દૂર થાય છે, વિચારો ગતિશીલ બને છે અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે

કૃષિ સંબંધી જે ચર્ચા કરવામા આવી છે, તેને હવે સમેટી લેવી જોઈએ આજનું જે પ્રવચન વ્યાખ્યાન છે તે વ્યાખ્યાનની સીધી રીત પ્રમાણે નથી આજે તું એ પ્રકીર્ણક પ્રશ્નો ઉપર પ્રકાશ પાડીશ, કે જે પ્રશ્નો ચર્ચા કરવામાં રહી ગયા છે: આપના મગજમાં પણ જે પ્રશ્નો આવ્યા હોય તેને આપ વ્યક્ત કરી શક્યા છો. તેને [illegible] કરીને કે કાગળ ઉપર લખીને, આપ પ્રગટ કરશો તો, તે

પ્રશ્નો પર પણ હું ચર્ચા કરીશ કોઈપણ વિષય સબધી આપના મનમાં શંકા રહી ગઈ હોય અથવા કોઈ પ્રશ્નની ગૂચ ઉભી ન હોય, તેવી બાબત અવસ્ય પ્રગટ કરવી જોઈએ

વ્યાખ્યાનનો અર્થ રેકોર્ડની પેઠે અટકયા વિના બોલ્યા જ જવુ તેમ નથી આપની સમજમાં કોઈ વાત ન આવી હોય અને આપ કહો કે મહારાજ ! ઉભા રહો અમારી સમજમા આવતુ નથી છતાં હું અટકુ જ નહિ, એમ નથી મારૂ વ્યાખ્યાન રેકોર્ડ જેવુ નથી હું તો વ્યાખ્યાનની વચ્ચે વિચાર પણ કરીશ, નવા પ્રશ્નો સામે આવતા તેને સાભળીશ પણ ખરો અને તેનું સમાધાન કરવાનો પ્રયત્ન પણ કરીશ

મારી સામે આજે એક પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવ્યો છે જો કે તે પ્રશ્ન એકદમ નવો તો નથી, તેના સબધમાં સામાન્ય રૂપે ચર્ચા પણ થઈ ચૂકી છે અને હું તે સબધી મારો દષ્ટિકોણ અને જૈન ધર્મનો દષ્ટિકોણ બતાવી ચૂકયો છુ, છતા પણ જ્યારે પ્રશ્ન મારી સન્મુખ આવ્યો છે તો બીજી વાર તેની ઉપર ચર્ચા કરી લઈએ

ભગવાન ઋષભદેવે કૃષિની અને ઉદ્યોગ-ધંધાની શિક્ષા આપી અને વિકટ પરિસ્થિતિમાં પડેલી તે વખતની જનતાને પોતાના હાથેથી પોતાનું જીવન નિર્માણ કરવાની કળા શીખવી ભગવાને તે વખતે જે કાંઈ શીખવ્યુ તેને માટે આજે આપણે ગૌરવનો અનુભવ કરીએ છીએ જ્યારે આવા પ્રસગો વાચીએ છીએ ત્યારે આપ અને હું નીચું નહિ, ઉચુ મસ્તક કરીએ છીએ

જ્યારે પણ ભારતના વિદ્વાનોની સામે– પછી ભલે તે રાષ્ટ્રનેતા હોય કે સમાજનેતા હોય– મેં આ પ્રસંગ મૂકીને ભગવાનના ઉપકારની વાત બતાવી છે ત્યારે તેમના હૃદયમાં જૈન ધર્મ પ્રત્યે આદર અને ગૌરવનો ભાવ જાગ્રત થયેલો મેં જોયો છે તથા હું કહું છું કે

ભગવાન ઋષભદેવનું જીવન જોતાં સમાજને એટલું બધું ગૌરવશાળી જીવન મળ્યું છે કે તેનો ઢંઢેરો નાના વર્તુલમાં જ પીટાવો ન જોઇએ. પરંતુ તેનો અવાજ તો સમસ્ત વિશ્વ સુધી પહોંચવો જોઈએ. જ્યાં જ્યાં આપણો એ ધ્વનિ જશે, ત્યાં ત્યાં જૈન ધર્મનું સન્માન થશે, તેને માટે હૃદયમાં આદર ઉત્પન્ન થશે. હું તો કહું છું કે એ ધ્વનિ આપના ગૌરવમાં ખૂબ વૃદ્ધિ કરશે.

જે માણસો માનવ-જીવનનું નિર્માણ કરવાની અને સુધારવાની વાતો વિચારે છે અને જ્યારે તેમને જૈનધર્મ તરફથી આ પ્રકાશ મળે છે ત્યારે તેઓ ગદ્‌ગદ બની જાય છે અને મુક્ત કંઠથી સ્વીકાર કરે છે કે જૈન ધર્મે માનવની મહાન સેવાઓ કરી છે.

જૈન ધર્મ ગામ બહારની ગટર નથી. ગામ બહારની ગટરમાં અહીં-તહીંથી ગંદુ પાણી આવીને ભેળું થાય છે અને પછી તે ગટર સડવા લાગે છે. તે પોતે સડે છે અને આજુબાજુના માણસોને પણ તેની દુર્ગંધથી મારે છે. તો એક બાજુ આવી ગટર છે, કે જે આગળ નહિ વધતાં રોકાઈને સડવા લાગે છે અને સાફ નિર્મળ બનતી નથી. ત્યારે બીજી બાજુ ગંગાનું વહેતું નિર્મળ પાણી છે. ગંગા જ્યાં જશે ત્યાં માણસોને સુખ-સુવિધાની ભેટ આપતી જશે. તેને સડવાનું નથી, દુર્ગંધ ફેલાવવાની નથી, પરંતુ માણસોને જીવન આપવાનું છે.

જૈન ધર્મ તો ગંગાનો વહેતો નિર્મળ પ્રવાહ છે. તેને ચારે બાજુએથી ઘેરી એકાંગી બનાવી ટૂંકા વર્તુળમાં રાખી મૂકવામાં આવશે તો તે સડવા માંડશે, ફલતઃ તેની ચમક અને સ્વચ્છતા ઉડી જશે. તે તો ગંગા સમાન વહેતું નિર્મળ પાણી છે અને તેવું જ વહેતું અને નિર્મળ રહેતું જોઈએ. એટલું સ્વચ્છ કે તેને જ્યાં જ્યાં જનતા સમક્ષ લાવીને મૂકીએ ત્યાં જનતા તેનાથી પ્રસન્ન થાય અને તેની પ્રતિષ્ઠા કરે, તેને સન્માનની દૃષ્ટિથી જુએ. આવું કરતી વખતે આપણે જૈન ધર્મની નક્કર સચ્ચાઈઓને આપણી સામે રાખવી પડશે અને

તેના જ બળથી તેને અને આપણને પણ આદરનું પાત્ર બનાવી શકાશે.

ભગવાન ઋષભદેવનું જીવન બીજા સમાજ પાસે હોત તો ધમાલ મચી જાત અને તે સમાજ તેને માટે ગૌરવનો અનુભવ કરત. પરંતુ તે જીવન આપને મળેલ છે અને મારે કહેવું જોઈએ કે દુર્ભાગ્યથી એવા થોડાક માણસોને પણ મળ્યું છે કે* જે માણસો આજે પણ કહે છે કે ભગવાન ઋષભદેવે ગૃહસ્થાવસ્થામાં જે કાંઈ કર્યું છે તે તો સંસારનું કામ કર્યું છે. તેમણે કાંઈ સત્કર્મ કર્યું નથી, તે માણસો તો ત્યાં સુધી કહે છે કે ભગવાને ગૃહસ્થ-દશામાં લગ્ન પણ કર્યાં, રાજા પણ બન્યા અને સંસારની બધી ક્રિયાઓ પણ કરી.

તે માણસોની વાત સાંભળીને હૃદયમાં દુઃખ ઉત્પન્ન થાય છે. આવું કહેનાર માણસો પોતાના ઘરમાં રાખેલી સુંદર વસ્તુઓ તરફ તો દૃષ્ટિ પણ કરતા નથી અને ગટરની તપાસ કરે છે, કે જ્યાં સડેલું પાણી હોય છે. આવા માણસો પોતાના ભગવાન માટે કહે છે કે ભગવાન ગૃહસ્થાવસ્થામાં હતા, તેથી તેમણે આવું કર્યું હતું, શીખવ્યું હતું. પરંતુ સાધુ બન્યા પછી કર્યું ન હતું, માટે તે પાપ હતું, ગુન્હો હતો! ભગવાનમાં તે વખતે જે સેંકડો ત્રુટિઓ અને બુરાઈઓ હતી, તેમાં આ પણ એક હતી. ભગવાને કૃષિ વગેરેનો જે માર્ગ બતાવ્યો છે તે તો સંસારનો માર્ગ છે.

હું પૂછું છું કે શું આ જૈન ધર્મની ભાષા છે? શ્વેતાંબર, કે દિગંબર કે સ્થાનકવાસીઓની આ ભાષા છે કે પાડોશી સમાજની? આ કહેવાની ઢંગી રીતિ તે લોકોની છે કે બીજા કોઈની? આ પ્રાચીન જૈન ધર્મની ભાષા છે કે થોડાં વર્ષો પહેલાં જે ખોટી પરંપરા ચાલી છે તેની ભાષા છે? કે આપના નવા પાડોશી, જે હમણાં જ ઉત્પન્ન થયા છે તેમની છે?

* તેરાપંથીઓની માન્યતા — અનુવાદક

*માલૂમ પડે છે કે આ તો તે લોકોની ભાષા છે, કે જે કહે છે કે—' આ તો ભગવાનનો જીતકલ્પ હતો, કરવો પડે તેમ હતો ' હવે પ્રશ્ન સામે આવે છે કે ભગવાને વર્ષીદાન આપ્યું, તે કઈ અવસ્થામાં આપ્યુ ? ગૃહસ્થાવસ્થામાં આપ્યુ અને તે પણ એ રીતે દેવુ જ પડયુ ? આ "પડયુ" શબ્દ હું જૈન ધર્મની તરફથી બોલતો નથી, પરતુ તે લોકોની તરફથી બોલુ છુ કે જેઓ કહે છે કે "કરવુ પડયુ અને તે તેમનો જીતકલ્પ હતો." તે લોકો આવી ભાષાનો ઉપયોગ કરે છે, તેથી હું પણ તેમની તરફથી જ તેનો ઉપયોગ કરૂ છુ

તે લોકો તો ભલે એવુ કહે, પરતુ શુ આપ પણ એવી ભાષાનો ઉપયોગ કરી શકશો ? આપ તો તીર્થંકરે આપેલા વર્ષીદાનનો મહિમા ગાઓ છો, તેના ગૌરવનો અનુભવ કરો છો અને આપ તો માનો છો કે ભગવાને એકધારૂ વર્ષ સુધી દાન આપીને જનતાની મહાન સેવા કરી છે પરતુ ઉપરોક્ત માણસો આ દાનને ધર્મ કહેતા નથી તેઓ તો કહે છે કે ગૃહસ્થપણે રહીને જેવી રીતે લગ્ન કર્યા, રાજા બન્યા તેવી રીતે દાન પણ આપ્યુ ! વિવાહ કરવો ધર્મ નથી, રાજા બનવુ તે પણ ધર્મ નથી, તે પ્રમાણે દાન આપવુ તે પણ ધર્મ નથી !

ભગવાન મહાવીરે પોતાના માતા-પિતાની કેટલી બધી સેવા કરી તે વાત તો આપ જાણો છો અને સુદર ઢંગથી સાંભળો છો. પરતુ તેમને માટે પણ આ માણસો એવી જ ભાષા બોલે છે કે ભગવાન મહાવીર ગૃહસ્થાવસ્થામાં હતા તેથી સેવા કરવી પડી સાથે સાથે એ પણ કહે છે કે માતા-પિતાની સેવામા ધર્મ હોત તો સાધુ બનીને સેવા શા માટે ન કરી ? તેથી સિદ્ધ થાય છે કે સેવા કરવી તે સંસારનું કામ છે અને તેથી પાપનો બંધ થાય છે

* આ તેરાપંથીઓની માન્યતા છે—અનુવાદક

પરંતુ હું કહું છુ કે આપનો એ નિર્ણય સાચો નિર્ણય હશે નહિ એવો નિર્ણય કરવો એ તો તીર્થંકર ભગવાનના પવિત્ર આત્માનું અપમાન કરવાનું છે તીર્થંકર-ભગવાનનો આત્મા અનેક જન્મોના પવિત્ર સસ્કારોને લઈને અવતીર્ણ થાય છે આવા આત્માઓ માટે ધારી લેવું કે તેઓ જનતાના અકલ્યાણ માટે પ્રવૃત્તિ કરે છે અથવા જગતને પાપ શીખવવા માટે કોઈ પ્રવૃત્તિ કરે છે તેથી વધુ બીજુ કોઈ ઘોર અજ્ઞાન નથી, બીજુ કોઈ મહાન પાપ નથી આ તીર્થંકર દેવોના અવર્ણવાદ છે, આશાતના છે

ગૃહસ્થાવસ્થામા તીર્થંકરોનું રાજા બનવાનું કાર્ય એકાત પાપ બતાવવુ તે પણ ખોટુ છે વિચારવુ જોઈએ કે તેઓ રાજા બન્યા તો ક્યા ઉદ્દેશથી બન્યા ? દુનિયાની મજા લૂટવા માટે ? ભોગ ભોગવવા માટે ? આનદ માણવા માટે ? સિંહાસનના સુખનો આસ્વાદ કરવા માટે તેઓ રાજા બન્યા ? અથવા પ્રજામાં પ્રસરેલી અવ્યવસ્થાને દૂર કરવા માટે, નીતિમર્યાદાને કાયમ રાખવા માટે અને પ્રજામા ફેલાયેલી ખરાબીઓ હઠાવવા માટે તેઓ રાજા બ યા ?*

---

*शिष्टानुग्रहाय दुष्टनिग्रहाय, धर्मस्थितिसंग्रहाय च, से च राज्यस्थितिक्रिया सम्यक् प्रवर्त्तमाना क्रमेण परेषां महापुरुषमार्गोपदेशक तया चौर्यादिव्यसननिवर्तनतो नारका तिथेर्यां निवारकतया पहिकामुष्मिकसुखसाधकतया च प्रशस्ता एवेति। महापुरुषप्रवृत्तिरपि सर्वत्र परार्थत्वव्याप्ता बहुगुणाल्प दोषकार्यकारणविचारणापूर्विकेवेति स्थानाङ्गपञ्चमाध्ययनेऽपि-'धम्मं च णं चरमाणस्स पंच निस्सा ठाणा पण्णत्ता, तं जहा-छक्काया १ गणे २ राया ३ गाहावई ४ सरीरं ५ मित्याद्यालापकवृत्तौ राज्ञो निश्रामाश्रित्य राजा-नरपतिस्तस्य धर्मसहायकत्वं दुष्टेभ्य साधुरक्षणादित्युक्तमस्तीति परमक रुणापरीतचेतस परमधर्मप्रवर्तकस्य ज्ञानत्रितययुक्तस्य भगवतो

'આચાર્ય' હેમચંદ્રે કહ્યું છે કે જેવી રીતે મોટી માછલીઓ નાની નાની માછલીઓને ગળી જાય છે, તેવી રીતે મોટા માણસ નાના માણસને ગળી જાય છે શું તીર્થંકરો મનુષ્ય સમાજની આ વિષમ સ્થિતિને દૂર કરવા માટે રાજા બન્યા ન હતા? રાજ્ય સિંહાસનનો સ્વીકાર કરવામાં જે ધાર્મિક દૃષ્ટિકોણ છે તેને તો તમે ધ્યાનમાં લેતા નથી અને પોતપોતાની મનોભાવનાને અનુરૂપ કલ્પના કરી બેસો છો કે તેઓ રાજા બન્યા તો ભોગ-વિલાસ માટે જ રાજા બન્યા તે લોકોત્તર મહાપુરુષોએ સિંહાસનનો સ્વીકાર કરીને પ્રજામાં થતા અત્યાચાર અને અન્યાયનો પ્રતિકાર કર્યો, મોટા માણસો નાના માણસોનું શોષણ કરતા હતા તેનો અંત લાવ્યા અને જનતાની અનેક પ્રકારે સેવાઓ કરી આ બધી વાતો ઉપર શા માટે ધૂળ ફેંકો છો?

આ પ્રમાણે આપના ખોટા દૃષ્ટિકોણને સાફ બનાવવો પડશે ભગવાને જ્યારે દાન આપ્યું ત્યારે તેમનામાં ત્રણ જ્ઞાન હતા— મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન, ચોથું જ્ઞાન ન હતું, અને જ્યારે કૃષિનો ઉપદેશ આપ્યો ત્યારે પણ ત્રણ જ્ઞાન જ હતા. આ જ્ઞાનો હોવાથી કૃષિ અને દાનની પ્રવૃત્તિ તેમણે અહંકાર, ક્રોધ, માન, માયા કે લોભ વશ કરી ન હતી તેમણે આ પ્રવૃત્તિઓ કરી હતી તેમાં તેમની પોતાની કોઈ વાસનાની પૂર્તિ કરવાની ન હતી, પરંતુ એક માત્ર પ્રજાના કલ્યાણની પુણ્યમયી ભાવના હતી આમ છતાં જે માણસો તેમના દાનને એકાંત પાપ અને કૃષિને મહારંભ કહે છે, તેમણે હવે તો ગંભીર વિચાર કરી લેવાની જરૂર છે હું પહેલા કહી ચૂક્યો છું કે તેમાં તીર્થંકર દેવની મહાન્ આશાતના છે, તેમનો અવર્ણવાદ છે

---

राजधर्मप्रवर्तकत्वे न कापि अनौचिती चेतसि चिन्तनीया।
—जम्बूद्वीपप्रज्ञप्ति टीका, द्वितीय वक्षस्कार।

આ સંબંધમાં એક બીજી વાત ધ્યાનમાં લેવાની છે. જે કાર્ય મહારંભ અથવા મહાપાપનું હોય છે, તેનો ઉપદેશ કરનાર પણ મહારંભી અને મહાપાપી હોય છે. એક માંસ ખાનાર છે અને બીજો માંસ ખાવાનો ઉપદેશ દેનાર છે. તો ખાનાર જ નહિ, ઉપદેશ દેનાર પણ મહાપાપી છે. ખેતી કરનાર મહાપાપી હોય તો તેનો ઉપદેશ દેનાર પાપી કેમ ન હોય? બલ્કે માંસ ખાવાની તો કોઈ હદ હોઈ શકે છે, મર્યાદા હોઈ શકે છે, પરંતુ ઉપદેશની કોઈ સીમા નથી. ઉપદેશકના ઉપદેશથી કોણ જાણે કેટલા માણસો, કઈ કઈ જગ્યાએ અને કયા કયા કાળમાં માંસ ખાતા રહેશે? તેથી શિક્ષા દેનાર કાર્ય કરનાર કરતાં પણ વધુ પાપી હોય છે. શું આપ એવું માનવા તૈયાર છો કે ભગવાન મહારંભી અને મહાપાપી હતા?, જો તમે એવું માનવા તૈયાર ન હો તો પછી નિર્ણય થવામાં વાર લાગવાની નથી. જો તમારું અંતઃકરણ સ્વચ્છ હશે અને તમારો આત્મા પક્ષપાતથી મુક્ત નહિ હોય તો આપને સમજવામાં વાર લાગશે કે નહિ કે શુદ્ધ જનહિત માટે જ ભગવાને પ્રવૃત્તિ કરી હતી અને તેમાં મહાપાપ કે એકાંત પાપ હોઈ શકે નહિ.

મેં જેટલું ચિંતન કર્યું છે તેમાં મને ભગવાન ઋષભદેવની મહાન કરૂણા, દયા અને વાત્સલ્ય જ મળેલ છે. જે યુગલીઆઓ પરસ્પરમાં લડી રહ્યા હતા, અનાર્યો બની રહ્યા હતા અને પશુઓને મારીને ખાવાના માર્ગ તરફ જઈ રહ્યા હતા—ખાવા માટે તૈયાર હતા, તેમને ભગવાને કૃષિની શિક્ષા આપી અને તે પ્રમાણે તેમને મહારંભમાંથી અલ્પારંભ તરફ લાવ્યા.

અકર્મ ભૂમિમાં બધા માણસો યુગલીયા હતાં. તે વખતે કોઈ અનાર્ય ન હતું. છતાં આર્ય અને અનાર્યનો આ ભેદ કેમ થઈ ગયો? ઘણા માણસો અનાર્ય કેમ બની ગયા?

કોઈ કહેશે કે આર્યભૂમિમાં રહેવાના કારણે માણસો આર્ય બન્યા

અને અનાર્ય ભૂમિમાં રહેવાથી માણસો અનાર્ય બની ગયા. પરંતુ આ સમાધાન સાચું નથી. જે માણસો ભૂમિમાં આર્યત્વ અને અનાર્યત્વની કલ્પના કરે છે તેમને મારી માન્યતા પ્રમાણે કાંઈ પણ જ્ઞાન નથી. વાસ્તવિક વાત તો એ છે કે જેમને જીવનના સારા સાધનો મળી ગયા, જેમની પાસે કૃષિનો સંદેશ પહોંચી ગયો અને જેમણે તેને ગ્રહણ કરી લીધો તેઓ આર્ય રહ્યા. જ્યાં આ સંદેશ પહોંચ્યો નહિ અને ભૂખથી પીડાતા માણસોએ પશુઓને મારીને ખાવાનું શરૂ કરી દીધું અને જે માણસો માંસ ખાઈને પોતાના પેટનો ખાડો ભરવા લાગ્યા તે અનાર્ય બની ગયા.

ભગવાને આર્ય બનાવવા કૃષિની શિક્ષા આપી કે અનાર્ય બનાવવા માટે? જો અનાર્ય બનાવવા માટે ખેતીનો ધંધો શીખવ્યો હોય તો એવી કઈ જરૂર હતી કે માણસોને અનાર્ય બનાવવામાં આવ્યા? આ કયો જીતકલ્પ છે કે તીર્થંકલ્પ છે કે તે ભૂખી જનતાને મહારંભના માર્ગ ઉપર અને મહારંભના દરવાજા ઉપર ધકેલી દીધી?

નહિ, અનંત કરુણાના સાગર તીર્થંકર ભગવાન એવું કરે જ નહિ. તેમણે પદભ્રષ્ટ થયેલી જનતાને સાચો માર્ગ બતાવ્યો હતો. તેઓ માંસાહારની તરફ જતી જનતાને શાકાહાર તરફ લઈ આવ્યા. આ સિદ્ધાંતને બરાબર સમજી નહિ શકવાથી જ આપણી દૃષ્ટિ ઉલટી તરફ જાય છે.

આજે આપણી પાસે બીજો પ્રશ્ન એ છે કે સાધુઓએ આ સંબંધમાં કહેવાની કે વિવેચન કરવાની શું જરૂર છે? આવો, આ પ્રશ્ન ઉપર પણ આપણે થોડો વિચાર કરી લઇએ.

પુત્રને માતા-પિતાની સેવા કરવાનો ઉપદેશ દેવો, દાન કે કર્તવ્યનો ઉપદેશ દેવો, પતિ-પત્નીનું શું કર્તવ્ય છે તેનો ઉપદેશ આપવો, અધ્યાપકનું શું કર્તવ્ય છે તે બતાવવું—આ સર્વે જો સાંસારિક કાર્યો છે તો પછી તેની

સાથે સાધુને શું લાગે વળગે? તો પછી આપ પણ સાધુને જ દાન આપ્યા કરો આપના માતા–પિતા ભૂખે મરતા હોય કે સડતા હોય તો તેથી મારે શુ, સાધુને શુ? સાધુને સસારમાંથી શુ લેવાનું છે અને તેને શુ દેવાનુ છે? જ્યારે સસાર સાથે કાઈ સબધ નથી તો પછી સાધુ એ સબધી શા માટે ઉપદેશ આપે? માતા, પિતા, ભાઈ વગેરેની સેવા અને સાધર્મીની સેવાના સંબધમા શા માટે કહે? પરંતુ વાત એ પ્રમાણે નથી સાધુની એક મર્યાદા છે તેઓ વિવેક બતાવે છે કે અમુક કાર્ય શુ છે? સાધુ કોઈ કામ કરવાની પ્રેરણા આપતા નથી, પરતુ તે કામ કરવાનું ફળ–અફળ બતાવે છે તે તેમનુ કર્તવ્ય છે

સાધુને પ્રશ્ન પૂછી શકાય છે કે માંસ ખાવું નૈતિક છે કે ફળાહારથી ગુજરાન ચલાવવુ તે નૈતિક છે? બન્નેમાથી શેમાં વધુ અને શેમાં ઓછુ પાપ છે? આ પ્રશ્ન ઉપસ્થિત થતાં શુ સાધુએ મૌન ધારી બેસી રહેવું જોઈએ? કોઈ પૂછે છે કે ગળેલું પાણી પીવામા વધુ પાપ છે કે અણગણુ પાણી પીવામાં વધુ પાપ છે? તો હું સાધુ તરીકે શુ બતાવુ? શુ હું મૌન ધારી લઉ?

આ વિવેક અને જૈન ધર્મે બતાવવુ પડશે કે અમુકમાં વધુ પાપ છે અને અમુકમાં થોડુ પાપ છે પાપમાં જેટલો જેટલો ઘટાડો થતો જશે, તેટલો તેટલો ધર્મનો અંશ આવતો જશે પ્રશ્ન થતા સાધુએ બતાવવુ પડશે કે માંસાહારમાં વધુ પાપ છે અને ફળાહારમાં ઓછુ પાપ છે આ જે પાપની કમી છે તે શુ છે–પાપ કે ધર્મ?

કલ્પના કરો કે કોઈ માણસને ૧૦૫ ડીગ્રી તાવ ચઢેલો છે બીજે દિવસે તાવ ઉતરીને ૧૦૦ ડીગ્રી રહી ગયો કોઈએ તેને પૂછ્યુ,–'તબિયત કેમ રહી?' ત્યારે તે કહે છે કે આરામ છે. આપ કહેશો કે ૧૦૦ ડીગ્રી તાવ છે તો આરામ ક્યા છે?

તાવ જેટલો છે તેટલો તો છે જ, તેનો ઈન્કાર નથી પરંતુ તાવ જેટલો ઘટ્યો તેટલો તો આરામ થયો કે નહિ?

દુર્ભાગ્યથી જે પાપ છે તેની તરફ તો દૃષ્ટિ જાય છે, પરંતુ પાપ જેટલુ ઓછુ થતું જાય છે તેટલા અંશોમા પાપથી બચવાનું થાય છે, તે તરફ તો દૃષ્ટિ જતી જ નથી એક માણસ માસાહારમાંથી ફળાહાર ઉપર આવે છે, તો તેમા પણ પાપ તો છે જ, પરંતુ અલ્પ પાપ છે અને માસાહાર નરકનું દ્વાર છે, ફળાહાર નરકનું દ્વાર નથી જ્યારે તે નરકનું દ્વાર નથી ત્યારે તેમા તેટલે અંશે પવિત્રતા આવી જાય છે, જેવી રીતે ૧૦૫માંથી ૧૦૦ ડીગ્રી તાવ થઈ જવાથી રોગીને આરામ થાય છે આ તથ્યનો સ્વીકાર કરવામા અચકાવુ કેમ પડે છે?

જો સાધુને દુનિયા સાથે કોઈ સબધ નથી તો મારે વ્યાખ્યાન આપવાની શુ જરૂર છે? હુ વ્યાખ્યાન નહિ આપું તો આપ ઘેરથી અહીં સુધી આવશો પણ નહિ એટલે આવવા જવાનો આરભ પણ થશે નહિ જ્યારે હુ વ્યાખ્યાન આપુ છુ ત્યારે આપ આવો છો, તો શુ આ આરભ મારા વ્યાખ્યાનને લાગ્યો? તમે સાધુઓના દર્શને જાઓ છો, વ્યાખ્યાન સાભળો છો તો આ વિષયમા શુ માનો છો? સાધુ પાસે આવવામા હિંસા થઈ છે પરતુ જે પ્રવચન સાભળ્યુ, ઉપદેશ ગ્રહણ કર્યો, તેથી તો નિર્જરા થઈ, તેની પણ કોઈ કિંમત ખરી કે નહિ?

ભગવાન મહાવીરના દર્શન કરવા માટે રાજા શ્રેણિક કેટલા સમારોહ સાથે ગયા હતા? એવુ કરવામા એક અંશથી પાપ થયુ તો ભગવાનના દર્શન કરવામા અપૂર્વ ધર્મ થયો, આ વાત પણ બતાવી છે ને?

મે આપને શાસ્ત્ર-સ્વાધ્યાય કરવા માટે કહ્યુ અને આપ સ્વાધ્યાય કરવા બેઠા પરતુ ત્યા મન, વચન, કાયાના યોગોની

અંશગતા સર્વથા તે મટી જતી નથી, અને જ્યાં અ યથગતા છે ત્યાં આસવ છે, તે અંશમાં સંવર નથી. યોગોનો સર્વથા નિરોધ થઈ જાય તો ચૌદમા ગુણસ્થાનની ભૂમિકા પ્રાપ્ત થઈ જાય અને ચૌદમા ગુણસ્થાનની ભૂમિકા પ્રાપ્ત થઈ જાય તો મોક્ષ મળવામાં વાર લાગે નહિ. આવી સ્થિતિમા વિચાર કરવો પડશે કે શાસ્ત્ર-સ્વાધ્યાય કરતી વખતે જે યોગ છે તે શુભ યોગ છે કે અશુભ યોગ? આ પ્રમાણે ભગવાન ઋષભદેવે જે કાંઈ શીખવ્યું તે શુભ યોગમાં શીખવ્યું કે અશુભ યોગમાં? જો તેઓ અશુભ યોગમા શીખવતે તો ક્રોધ, માન, માયા અને લોભની દુષ્પ્રવૃત્તિ હોવી જોઈતી હતી. પરંતુ શાસ્ત્ર તો એ બતાવે છે કે તેમણે પ્રજાના હિતને માટે શિક્ષા આપી. એવી સ્થિતિમા તો શુભ યોગ રહ્યો

આપ શાસ્ત્ર શ્રવણ કરશો કે ભગવાનની સ્તુતિ કરશો તોપણ આસ્રવનું હોવુ અનિવાર્ય છે, પરંતુ હશે શુભ અંશમા હા, એ પણ ધ્યાનમા રાખવુ પડશે કે એવુ કરતા ધર્મનો અંશ કેટલો છે?

તાત્પર્ય એ છે કે જ્યારે કોઈ પણ ક્રિયા કરવામાં આવે અથવા કોઈ પણ ક્રિયાના સબંધમા કહેવામાં આવે તો તેની બન્ને બાજુઓ ઉપર ધ્યાન આપવું જોઈએ

સાધુ જ્યારે કૃષિના સંબધમાં કહે છે ત્યારે તે કૃષિનું સમર્થન કે અનુમોદન કરતા નથી તેઓ કેવળ વસ્તુ-સ્વરૂપનું વિવેચન કરે છે. તેઓ એ બતાવે છે કે ખેતી શુ છે – અલ્પારંભ છે કે મહારંભ છે? સાધુ એમ કહેશે કે જાનવરોને મારીને જીવન નિર્વાહ કરવો તે મહારભ છે અને તેની અપેક્ષાએ ખેતી કરવી તે અલ્પારભ છે. શ્રાવક માટે મહારભ ત્યાજ્ય છે અને અલ્પારંભનો ત્યાગ તે ભૂમિકામાં અનિવાર્ય નથી સર્વ જગ્યાએ સાધુઓની ભાષાનો આવો જ અર્થ હોય છે અમે "વ્યાખ્યાનનું" સમર્થન કરીએ છીએ, પરંતુ "આવવાનું" સમર્થન કરતા નથી

૧ એક માણસ તીર્થ કરના દર્શને જાય છે અને બીજો વેશ્યાને ત્યાં જાય છે તો ક્યા શુભ યોગ છે અને ક્યા અશુભ યોગ છે? બન્ને જઈ તો રહ્યા છે, પરંતુ એકના જવામા શુભ યોગ છે અને બીજાના જવામા અશુભ યોગ છે તો જવુ-આવવુ, તે મુખ્ય નથી, શુભ યોગ કે અશુભ યોગ જ મુખ્ય છે અને આ પ્રમાણે પ્રવૃત્તિ કરવી કે ન કરવી તે મુખ્ય નથી, પરંતુ તે પ્રવૃત્તિની પાછળ જો શુભ યોગ હોય તો તે પણ શુભ યોગ છે અને પ્રવૃત્તિ ન કરવા છતા પણ જો અશુભ યોગ પ્રવર્તતા હોય તો ત્યા પણ પાપાસ્રવ છે અને પાપ-બધ છે

ગામડાઓમાં અગ્રવાલ, પોરવાડ, જાટ વગેરે જૈનો છે, સ્થાનકવાસી જૈન પણ છે અને તેઓ ખેતીનો ધંધો કરે છે. તેમા કોઈ વ્રતધારી ભાઈ પણ છે તો આપ તેને શ્રાવક કહેવાનુ પસંદ કરશો કે નહિ? આપણી સામે એક જ પ્રશ્ન છે કે શુ શ્રાવકનો અને ખેતીનો એવો સબધ છે કે જ્યા ખેતી હોય ત્યા શ્રાવકપણું ન હોઈ શકે અને જ્યાં શ્રાવકપણું હોય ત્યા ખેતી રહી શક્તી નથી? જો આમ જ હોય તો એક વાત કરવી પડશે કે ખેતી કરનાર હજારો સ્થાનકવાસી પરપરાના અનુયાયીઓને સ્પષ્ટ કહી દેવુ પડશે કે તમારે આ ભૂમિકામા રહેવુ જોઈએ નહિ, કારણ કે ખેતી મહારંભ છે અને જ્યા મહારભ છે ત્યાં શ્રાવકપણું હોઈ શક્તુ નથી હું આવા ખોટા વિચારોવાળા સાથીઓને સ્પષ્ટ પૂછુ છુ કે તેઓ દુનિયા સાથે શા માટે કપટ સેવે છે?

તેઓ મારા પ્રશ્નનો એ ઉત્તર આપશે કે અમે તેમને મર્યાદા કરાવી દઈએ છીએ, કિંતુ તેમનો આ ઉત્તર પોકળ છે ઉપાસક દશાંગ સૂત્ર જુઓ તેમાં સ્પષ્ટ કહ્યું છે કે પદર કર્માદાનમા મર્યાદા હોતી જ નથી, પદર કર્માદાનનો ત્યાગ જ હોઈ શકે જુઓ મૂળ પાઠ આ પ્રમાણે છે —

पण्णरसकम्मादाणाई, जाणियव्वाई, न समायरियव्वाई।

અર્થાત્—પંદર કર્માદાન જાણવા યોગ્ય છે, પરંતુ આચરણ કરવા યોગ્ય નથી

કહેવાનું એ છે કે મહારંભ અને કર્માદાનમાં મર્યાદા થઈ શકતી નથી તેથી જેઓ કહે છે કે અમે મર્યાદા કરાવીએ છીએ તે અસત્ય છે દુનિયાને ઠગવાનું છે હવે જો ખેતી પણ કર્માદાનમાં ગણવામાં આવે, મહારંભમાં ગણવામાં આવે, તો તેવી મર્યાદા થઈ શકે નહિ પંદર કર્માદાનોનો ત્યાગ ભગવતી સૂત્ર અનુસાર ત્રણ કરણથી કરવામાં આવે છે જુઓ મૂળ પાઠ —

**पुण जे इमे समणोवासगा भवंति, जेसिं नो कप्पंति इमाइं पण्णरस कम्मादाणाइं सयं करेत्तए वा, कारवेत्तए वा, करेंतं वा अन्नं न समणुजाणेत्तए।**

**—भगवती सूत्र शतक-८ उद्दे ५**

અર્થાત્—તેમાં જે શ્રમણોપાસકો (શ્રાવકો) છે, તેમને આ પંદર કર્માદાનો સ્વયં કરવા, બીજા પાસે કરાવવા અને બીજા કોઈ કરતા હોય તેને અનુમતિ આપવા કલ્પતાં નથી

—ભગવતી સૂત્ર શ ૮, ઉ ૫

તેના આંશિક ત્યાગ કે મર્યાદાનો અવકાશ જ ક્યાં રહે છે ? તેથી સૂત્રના આધારે જ્યાં કર્માદાન છે ત્યાં શ્રાવકપણું રહેતું જ નથી તો પછી તે હજારો ખેતી કરનાર ભાઈઓને કહી દો કે તમે શ્રાવક નથી !

આ પ્રમાણે ખેતીવાડીને મહારંભ પણ કહેવો, કર્માદાન પણ સમજવા અને વળી તેની સાથે અણુવ્રતી શ્રાવકપણું પણ કાયમ રાખવું તે અસંભવિત છે જો કર્માદાનોની મર્યાદા થતી હોય તો શું કસાઈખાના ચલાવવાની પણ મર્યાદા થઈ શકે છે ? એક કસાઈ કોઈ પાસે આવે છે અને કહે છે કે હું કસાઈખાનું ચલાવું છું, પણ મને તેની મર્યાદા કરાવી દો તો શું મર્યાદા કરવાથી

તે કસાઈ અણુવ્રતી શ્રાવકની કોટિમાં આવી શકશે? જેવી રીતે કસાઈખાનાની મર્યાદા કરવાથી પણ શ્રાવકપણું આવી શકતું નથી, કારણકે કસાઈખાનું ચલાવવું તે મહારંભ છે, તે જ પ્રમાણે જો કોઈ ખેતીને મહારંભ કહે, કર્માદાન કહે તો તેની મર્યાદા કરાવવા છતાં પણ શ્રાવકપણું કેવી રીતે આવે? અને જ્યારે ખેતી કરનાર શ્રાવક હોય છે તો પછી ખેતીને કર્માદાન અને મહારંભ કેવી રીતે કહી શકાય?

આ કથનથી આપ એ પણ સમજી શકશો કે સાધુ કૃષિ સંબંધી શું કહે છે? તેઓ કૃષિનું સમર્થન કરતા નથી, પરંતુ ખેતી કર્માદાનમાં નથી અને જે ખેતી કરતો હોય તે શ્રાવક રહી શકે નહિ તે ધારણા ખોટી છે, તે વાતનું સમર્થન કરે છે.

'ફોડીકમ્મે' નામના કર્માદાનનો અર્થ શું છે તે હું સ્પષ્ટ કરી ચૂક્યો છું. આ સંબંધમાં એક ભાઈએ પ્રશ્ન કર્યો છે કે— "કોઈ મનુષ્ય પોતે ખેતી કરે છે અને પોતાના ખેતરમાં કૂવો ખોદાવે છે. કૂવો ખોદાવવા માટે તેને સુરંગ લગાડવી પડે છે. તો તે સુરંગ લગાડવી તે "ફોડીકમ્મે" છે કે નહિ?

આનો ઉત્તર એ છે કે તેનું સુરંગ લગાડવાનું કાર્ય 'ફોડીકમ્મે' નથી. તે ખેતીને સીંચવા માટે ઉપલબ્ધ કરવા માટે અથવા સુખ સુવિધા માટે કુવો બનાવે છે. તેણે ધંધા તરીકે તેનો ઉપયોગ કર્યો નથી અને કર્માદાનનો અર્થ છે ધંધો ચલાવવો. જો કોઈ સુરંગ લગાડવાનો ધંધો કરતો હોય તો તે 'ફોડીકમ્મે" નામના કર્માદાનનું સેવન કરે છે. અને જે પોતાની આવશ્યકતાની પૂર્તિ માટે કાર્ય કરે છે તે કર્માદાનનું સેવન કરતો નથી. બહેનો ભોજન બનાવે છે. તેઓ બળેલા લાકડાને કોલસા બનાવવા માટે રાખી લે છે, તો શું તેને તમે "ઇંગાલકમ્મે" કર્માદાન કહેશો? નહિ, તે ઈંગાલકમ્મે નથી. કોલસા બનાવીને વેચવા, કોલસા બનાવવાનો ધંધો કરવો તે "ઈંગાલકમ્મે" નામનું કર્માદાન છે.

આ પ્રમાણે સુરંગો લગાડીને વિસ્ફોટ કરવાનો ધંધો કરવો તે 'સ્ફોટીકમ્મે' કર્માદાન છે. પોતાની કે જનતાની આવશ્યકતાની પૂર્તિ માટે કુવો ખોદાવવો તે કર્માદાન નથી.

એક પ્રશ્ન કરવામાં આવ્યો છે કે—"નંદન મણિયારે વાવડી બનાવી તો તે દેડકો બન્યો. શું તેનો આશય એ થયો કે જે વાવડી બનાવે તે દેડકો બને?"

કેટલીક જગ્યાએ દૂર દૂર સુધી પાણી મળતું નથી અને માણસો પાણી માટે મોટી તકલીફ ઉઠાવે છે. જયપુર રાજ્યમાં જોવામાં આવે છે કે માણસો પોતાની કમાણીના પૈસામાંથી કુવા વગેરે ખોદાવીને તે પૈસાનો ઉપયોગ જનતાની સુખસુવિધામાં લગાડે છે. તેમને તેથી કોઈ સ્વાર્થ સાધવાનો હોતો નથી. તેઓ એ પણ જાણતા હોતા નથી કે તેમણે જ્યાં જળાશય બનાવેલ છે ત્યાં તેઓ કદી આવશે કે નહિ? તો આપ તે બધાને સૂચના આપી દો કે તમે જે જળાશયો બનાવ્યા તે તો પોતપોતાના જળાશયોમાં તમે દેડકા બનશો!

હિસાર જીલ્લા તરફ મેં જોયું છે કે ત્યાં કુવાની ઘણી ખેંચ છે. ગામ બહાર તલાવડી હોય છે. સર્વે માણસો તેનું પાણી પીએ છે. તેમાં અસંખ્ય મેલેરિયાના કિટાણુ ઉત્પન્ન થઈ જાય છે. પાણી સડી જાય છે. અને માણસો તેજ સડેલું પાણી પીને બિમાર બની જાય છે. ત્યાંના ગામોની એ હાલત જોઈને કેટલાક માણસોએ વિચાર્યું કે આપણે બરબાદ થઈ રહ્યા છીએ. તલાવડીનું પાણી તો શું, આપણે ઝેર પી રહ્યા છીએ એવું વિચારીને તેમણે એક કુવો બનાવ્યો અને તે પછી મેલેરિયાનું જોર ઓછું થઈ ગયું. તો શું તે કુવો બનાવનાર માણસો દેડકા બનશે?

જો એમ ન બને તો નંદન મણિયાર શા માટે દેડકા બન્યા? વાત તો એ છે કે નંદન વાવડી બનાવવાથી દેડકો બન્યા ન હતાં

અન્યથા બીજી કોઈ વાવડીમાં તેઓ દેડકા બની શકતા હતા. સિદ્ધાંત તો એ છે કે તેમને વાવડી પ્રત્યે મમતા ઉત્પન્ન થઈ ગઈ હતી અને મૃત્યુની અંતિમ ઘડી સુધી તેમાં તેમની આસક્તિ ચાલુ રહી. જ્યારે તેમની મમતા અને આસક્તિ હતાં તો તેમને તેમાં જવું પડયું. તેમનો ધર્મ તેમને વાવડીમાં દેડકા બનાવવા લઈ ગયો ન હતો. તેમની આસક્તિ અને મમતાએ જ તેમને વાવડી તરફ ઘસડીને દેડકા બનાવ્યા.

શાસ્ત્રકાર એટલા માટે કહે છે કે જે સત્કર્મ કરવું હોય તે કરી લો, કિંતુ તેમાં આસક્તિ ન રાખો. આ વાવડી મારી છે, તેનું પાણી બીજા કેમ પીએ? તેના ઉપર પગ રાખવાનો પણ બીજાને શું અધિકાર છે? હું ઇચ્છું તેને પાણી લેવા દઈશ અને ઇચ્છું તેને ન લેવા દઉં. આ પ્રકારની મમતા જ દેડકો બનાવનાર બને છે જ્ઞાતાધર્મ કથાંગ સૂત્ર કે બીજુ કોઈ સૂત્ર લઈને જોઈએ છીએ તો તેમાં એક જ વાત મળે છે કે સત્કર્મ કરો, પરંતુ મમતા અને આસક્તિ ન રાખો. નંદન મણિયારને વાવડીએ દેડકો બનાવ્યા ન હતા, તેમના સત્કર્મે તેમને દેડકા બનાવ્યા ન હતા. એવુ હોય તો ચક્રવર્તીઓએ દેશના હિત માટે અનેક કામ કર્યાં છે, તો તે સર્વએ પણ દેડકા અને માછનાં બનવું જોઈતુ હતું. પરંતુ તેઓ દેડકા કે માછલા બન્યા નથી તેથી એ સાબિત થાય છે કે દેડકો બનાવનાર કારણ કાંઈક બીજું જ છે, સત્કર્મ નહિ.

આજ કૃષિ સંબંધી મેં થોડાક પ્રશ્નો ઉપર ચર્ચા કરી છે. જે કાંઈ મેં કહ્યું છે, તેના ઉપર નિષ્પક્ષ બુદ્ધિથી, વાસ્તવિકતાને સમજવાની ભાવનાથી વિચાર કરજો. આપનો ભ્રમ દૂર થઈ જશે અને આપ સત્યના માર્ગ ઉપર આગળ વધી શકશો.

૭

# એક પ્રશ્ન

જીવન-નિર્વાહ માટે મનુષ્ય ધંધારૂપે જ્યારે પ્રયત્ન કરે છે ત્યારે તે ગમે તેટલી યતનાથી કામ કરે, પરંતુ છતાં પણ હિંસા તો થઈ જ જાય છે. તે હિંસા પણ એટલા માટે થઈ જાય છે કે જીવન માટે તે અનિવાર્ય છે અને અહિંસા બની શકતી નથી. છતાં પણ ગૃહસ્થ-શ્રાવક માટે હિંસા-અહિંસાની એક મર્યાદા છે અહીં આપણે એ સમજવાનુ છે કે કઈ હિંસા શ્રાવકની ભૂમિકામાં પરિહાર્ય છે અને કઈ હિંસા અપરિહાર્ય છે? કઈ હિંસા શ્રાવકની મર્યાદામા છે અને કઈ હિંસા શ્રાવકે અનિવાર્ય રૂપે ત્યાગી દેવી જોઇએ?

અતે જીવનમાં એ વિચાર તો કરવો જ જોઇએ કે કઈ મર્યાદાનું પાલન કરીને શ્રાવકની ભૂમિકામા રહી શકાય છે? જીવન ચલાવી રહ્યા છીએ, તો તેમા ક્યાં સુધી ન્યાય અને મર્યાદા રહે છે? ક્યા સુધી ઔચિત્યની રક્ષા થઈ રહી છે?

પદર કર્માદાન સકલ્પી હિંસામા ' નથી, ' ઉદ્યોગી હિંસામાં છે ..તુ જે ઉદ્યોગી હિંસા સકલ્પી હિંસા તરફ પ્રેરિત કરે છે, તે કર્યાં સુધી મર્યાદામાં છે? તે શ્રાવકની ભૂમિકામાં આચરણ કરવા યોગ્ય છે કે નહિ? આ પ્રશ્ન ઉપર વિચાર કરી લેવો આવશ્યક છે

શાસ્ત્રકારોએ આ વિષય ઉપર ઊંડુ ચિંતન અને મનન આપેલું છે તેઓ તીર્થંકર રૂપે કે આચાર્ય રૂપે રહ્યા છે તેમણે જનતાની મર્યાદાને ધ્યાનમા રાખીને જે પ્રવચન કરેલું છે, તે આજે પણ આપણે માટે પ્રકાશ–સ્થભ છે

સાચુ કહીએ તો આપણે અત્યારના યુગમા અંધ જેવા છીએ. અંધો જ્યારે ચાલે છે ત્યારે ગમે ત્યા ઠોકર ખાઇને નીચે ગબડી શકે છે, ખાડામા પડી શકે છે, પાણીમાં ડુબી શકે છે અને દીવાલ સાથે ટકરાઈ શકે છે પરતુ જો તેના હાથમા લાકડી આપવામા આવે તો સમજી લો કે તમે મોટુ પુણ્યનું કાર્ય કર્યું. તે લાકડીની સહાયથી તે અધ પુરૂષ ધ્યાનથી ચાલે છે અને તેને દીવાલ ખાડો કે પાણી હોય ત્યા લાકડીથી ખબર પડી જાય છે તે લાકડીને સૌથી પહેલા ચલાવે છે દીવાલ આવી હોય તો પહેલા લાકડી તેમા ભટકાશે અને તે બચી જશે ખાડો આવ્યો તો લાકડી તેમા પડતા જ એ અધને ખબર પડી જશે કે અત્રે ખાડો છે

આ પ્રમાણે જે વાત એ અધ માટે છે, તે વાત આપણને પણ લાગુ પડે છે શાસ્ત્ર આપણી લાકડી છે જેવી રીતે અધપુરૂષ સીધે સીધી રીતે જોઈ શકતો નથી, પરતુ લાકડી દ્વારા બધુ જોઈ શકે છે, તે જ પ્રમાણે આપણે પણ સીધુ નહિ શાસ્ત્રો દ્વારા જ જોઈ શકીએ છીએ

જે પ્રમાણે લાકડી અધાનુ અવલબન છે, તે પ્રમાણે શાસ્ત્ર આપણું અવલબન છે તેથી આપણે જે કાંઈ કહીએ કે સમજીએ તે શાસ્ત્રના આધાર પર જ હોવુ જોઈએ જ્યા શાસ્ત્ર કોઈ સ્પષ્ટ માર્ગ નિર્દેશ ન કરતુ હોય ત્યાં તેના પ્રકાશમા આપણા વિવેકનો, આપણી નૈસર્ગિક બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ આ પ્રમાણે આપણા જે વિચારો હોય તે શાસ્ત્રથી પ્રથક્ ન હોતા તેથી સુસગત હોવા જોઈએ તમારો કાંઈ વિચાર હોય, મારો કાંઈ વિચાર હોય કે અમુક વ્યક્તિને બીજુ કાંઈ કહેવાનુ હોય તે કશાનુ શાસ્ત્રો સમક્ષ મૂલ્ય નથી તેથી શાસ્ત્ર

આપણને જે પ્રકાશ આપે છે તે પ્રકાશમાં આપણે જોવાનું છે કે જીવન-વ્યવહારમાં ક્યાં મહાહિંસા છે અને ક્યાં અલ્પહિંસા છે? આપણી કઈ પ્રવૃત્તિ મહારંભમાં ગણાવા યોગ્ય છે અને કઈ પ્રવૃત્તિ અલ્પારંભમાં ગણાવા યોગ્ય છે?

શાસ્ત્રોમાં મહારંભને નરકનું દ્વાર બતાવ્યું છે. તેથી શ્રાવકે એ વિચાર કરવો પડશે કે હું જે કાર્ય કરું છું તે શું મહારંભ છે? શાસ્ત્રોની ભાષામાં તે નરકનું દ્વાર છે? કે અલ્પારંભ છે અને નરકથી દૂર રાખનાર છે?

જીવનમાં હિંસા અનિવાર્ય છે તેનાથી પૂરેપૂરું બચી શકાતું નથી જો આ સત્યનો કોઈ અસ્વીકાર કરતું હોય તો તેની વાત માની ન શકાય જીવનના સંઘર્ષમાં જે વ્યાપાર, ખેતી વગેરે ચાલી રહેલ છે, તેમાં હિંસા નથી, એવું કહેનારની વાતની કોઈ કિંમત નથી. જ્યારે શાસ્ત્ર હિંસા થવાનું બતાવે છે તો તેમાં હિંસા નથી, એવું કહેનારની શું કિંમત હોઈ શકે? જો હિંસા અનિવાર્ય છે તો આપણે એ જ જોવું જોઈએ કે અમુક કાર્યમાં હિંસા અને અહિંસાનું કેટલું પ્રમાણ છે? અને તે કાર્ય મહારંભ-નરકનું કારણ નથી ને?

વિચારોમાં મતભેદ હોઈ શકે છે અને જ્યારે વિચારોનો આધાર શાસ્ત્ર છે અને શાસ્ત્ર એક જ છે અને દુરાગ્રહ કોઈનો નથી તો એ આશા પણ રાખી શકાય કે કોઈ ને કોઈ દિવસે તે વિચારભેદ સમાપ્ત થઈ જશે પરંતુ જ્યાં સુધી વિચારભેદ સમાપ્ત થાય નહિ, ત્યાં સુધી દરેકે સમભાવથી, સહિષ્ણુતાપૂર્વક ચિંતન-મનન કરવું જોઈએ વિચાર-ભિન્નતાને લઈને ઝગડવાની પ્રવૃત્તિ કરવી તે સત્યને મેળવવાનો માર્ગ નથી. હું તો ત્યાં સુધી કહું છું કે કોઈએ કોઈ વાત કરી અને તેને વિચાર્યા કે સમજ્યા વિના માની લીધી તો તેનું પણ કોઈ મૂલ્ય નથી. તે વાત વિચારપૂર્વક અને ચિંતનપૂર્વક સ્વીકારવામાં આવે કે તેનો ઈન્કાર કરવામાં આવે તેનું જ કોઈક મૂલ્ય છે. પરંતુ આગ્રહ રાખીને કોઈ વાત સ્વીકારવામાં કે અસ્વીકાર કરવામાં

પણ કોઈ મૂલ્ય નથી. મહત્ત્વપૂર્ણ વાત તો એ છે કે વિવેકપૂર્વક, સત્ય પ્રત્યે દૃઢ આસ્થા રાખીને ચિંતન-મનન કરવામાં આવે અને ત્યાર પછી જ કોઈ પણ વાતનો સ્વીકાર કે ઇન્કાર થવો જોઈએ.

જૈન ધર્મ મનુષ્યના વિચારોને ધક્કો મારવા કે પીસી દેવા માટે નથી તે તો વિચારોને સાચા રસ્તે વાળવા માટે છે જે વિચાર પ્રવાહ વહી રહ્યો છે તેને ચિંતન અને મનન દ્વારા સાચી દિશા તરફ ફેરવી દેવો તે જ જૈન ધર્મનું કામ છે વિચારોને વાળવા માટે પ્રાય સંઘર્ષ કરવો પડે છે, તેથી જ્યારે પણ વિચાર-સંઘર્ષ થાય છે ત્યારે મને આનંદ આવે છે જે વ્યાખ્યાન સાંભળ્યા પછી તુરત સમાપ્ત થઈ જાય અને જે પ્રવચનથી વિચારોમાં નવી હલચલ કે કંપન ઉત્પન્ન ન થાય, તે શા કામના? કાંઈક હલચલ થવી જોઈએ, કાંઈક વિચારોની આપલે થવી જોઈએ કાંઈક સંઘર્ષ થવો જોઈએ ત્યારે જ માનસ-તળથી બદ્ધમૂલ ભ્રાંત સંસ્કારોની જડ ડગમગશે, ત્યારે જ તે ઢીલી પડશે અને અંતે ઉખડીને નષ્ટ થઈ જશે. અલબત્ત આ હલચલ અને સંઘર્ષ વિચારો સુધી જ સીમિત રહેવાં જોઈએ તેણે ઝગડાનું રૂપ ધારણ કરી લીધું તો પરિણામ અનિચ્છનીય આવે છે

સત્ય મેળવવાનું જ જેનું લક્ષ છે અને સત્ય માટે જે સમર્પણ થાય છે તેઓ ઝગડાની સ્થિતિ ઉત્પન્ન કરતા નથી તેઓ જાણે છે કે વિચારોના સંઘર્ષથી જ સત્યનું માખણ હાથ આવે છે પરંતુ જો તે સંઘર્ષ ઝગડાનું રૂપ ધારણ કરી લે તો માખણને બદલે વિષ જ હાથ આવે તેથી સત્યનો અન્વેષક જ્યારે સંઘર્ષ આરંભ કરે છે ત્યારે હસતા હસતા કરે છે અને સંઘર્ષનો અંત કરે છે ત્યારે પણ હસતા હસતા કરે છે

જો આપ પણ આ માર્ગે ચાલતા હશો તો આપને પણ સત્ય ઉપલબ્ધ થશે કૃષિના સંબંધમાં ચર્ચા કરતા કરતા આજે

સાતમો દિવસ છે કાલે તેમનો ઉપસંહાર કરી દેવાનો વિચાર છે આ દિવસોમાં ઘણી બાબતો ઉપર વિચાર કરવામાં આવ્યો છે અને તે વિચારોનો ઘણોખરો નિચોડ આપની સામે રાખવામાં આવ્યો છે છતાં પણ થોડીક વાતો અને થોડાક વિચારો રહી ગયા છે આપણી બુદ્ધિ સીમિત છે અને તેથી કોઈ પણ વિષય ઉપર વિચાર કરતા કરતા તે થાકી જાય છે અને એવું લાગવા માંડે છે કે બસ, વિચાર પૂરો થઈ ગયો હવે બાકી શું રહ્યું છે? કિંતુ વિચારોનો માર્ગ અસીમ, અમર્યાદિત છે નવા નવા પ્રશ્નો આપણી સામે આવે છે અને તેના ઉપર વિચાર કરવો પણ આવશ્યક હોય છે આજે બીજા પ્રશ્નો આપણી સામે આવેલ છે તેની પણ ચર્ચા કરી લેવાનો વિચાર કરું છું

જે પ્રશ્નો આજે મારી સામે આવેલ છે તે સિવાય પણ જો કોઈ ભાઈએ કોઈ વાત પૂછવાની હોય, કોઈ નવી વાત કહેવાની હોય તો તેઓ નિ:સંકોચ ભાવથી રાત્રે કે મધ્યાહ્ન સમયે મારી સાથે ચર્ચા કરી શકે છે મારે બીજો કોઈ વ્યાપાર કરવો નથી શાસ્ત્ર ચર્ચા કરવી તે જ મારો ધંધો છે, અને આજ ધંધો હું ચલાવું છું.

વિચારોની ગૂંચ ઉકેલવામાં ઘણો ઘણો સમય લાગી જાય છે તેનો એક સૂત ઉકેલવા બેસીએ અને જ્યારે તે ન ઉકલે તો મન પાછું વળે છે અને તે વિચારને એક બાજુ મૂકી દે છે વળી મન વિચાર કરે છે કે ઉકને કેમ નહિ? વળી પ્રયત્નશીલ બને છે સૂતરના તાંતણાને ઉકેલવા તેથી વિચારોને ઉકેલવા વધુ મુશ્કેલ છે વિચારો જ્યારે ગૂંચાઈ જાય છે ત્યારે તેને ઉકેલવામાં વર્ષો વીતી જાય છે, કદી કદી સદીઓ વીતી જાય છે અંતે તેની ગૂંચ ઉકલે છે અને તે ગૂંચ વિવેક અને વિચાર દ્વારા જ ઉકલે છે તેથી ગૂંચાયેલા વિચારોને ઉકેલતા ભલે ગમે તેટલો સમય લાગે,

પરંતુ તેને ઉકેલવાનો વિચાર હમેશાં આપણી સામે જ રાખવો જોઈએ અને ધૈર્ય રાખી તેને ઉકેલવાનો દૃઢ પ્રયત્ન કરવો જોઈએ.

તો આપના હૃદયમાં વિચારોની ગૂંચ ઉત્પન્ન થઈ હોય તો આપ મારી સાથે ચર્ચા કરી શકો છો. આપ મારી સાથે વાર્તાલાપ કરશો તેથી મારા હૃદયમાં કોઈ પ્રકારનો અન્યભાવ નહિ આવે. સંભવ છે કે હું આપની સામે જે વિચારો રાખી રહ્યો છું, તેમાં આપને ક્યાંય ગડબડ દેખાતી હોય. એવું લાગે તો આપ સહજ ભાવથી વિચાર કરજો. વિભિન્ન વિચારોવાળા એક રસ્તા ઉપર આવી જાય તો ખુશીની વાત છે; ન આવે તો પણ કાંઈ નહિ, ફરીથી વિચાર થશે; પુનઃ મળશું ફરીથી વાતો કરશું અને વિચાર ચાલશે. આ પ્રકારની મનોવૃત્તિ રાખીને નિષ્પક્ષ બનીને વસ્તુસ્વરૂપનું ચિંતન કરવામાં અપૂર્વ રસ મળે છે.

આજ એક ભાઈના એક પ્રશ્ન ઉપર વિચાર કરવાનો છે. જો કે આ પ્રશ્ન એક ભાઈએ કરેલો છે, પરંતુ તે પ્રશ્ન બીજા ભાઈઓના હૃદયમાં પણ આવી શકે છે, તેથી બધાની સમક્ષ તેની ચર્ચા કરવાની છે.

પ્રશ્ન એ છે કે—"કંદની ખેતી કરવી તે અલ્પારંભ છે કે મહારંભ?"

આ પ્રશ્ન સાધારણ ખેતી સંબંધી નથી, કંદની ખેતી સંબંધી છે. તેથી એ માની લેવું જોઈએ કે અનાજની ખેતીના સંબંધમાં હવે કોઈ પ્રશ્ન બાકી રહ્યો નથી. અનાજની ખેતી અલ્પારંભ છે કે મહારંભ, તેનો નિર્ણય હવે કરી લેવામાં આવ્યો છે. પાછલા દિવસોમાં અન્નની ખેતી સંબધમાં મેં શાસ્ત્રોના કેટલાય પ્રમાણો આપ્યા છે અને આચાર્યોની પરંપરા પણ આપની સામે મૂકેલી છે આચાર્ય સમતભદ્ર, હરિભદ્ર, અને હેમચંદ્ર વગેરેના કથનો પણ આપની સામે રાખી ચૂક્યો છું. તેથી હવે એ સમજી લેવું જોઈએ

કે અજની ખેતી સબંધમાં વિચાર નિશ્ચિતો થઈ ચૂક્યો છે. ખેતી કરવી તે અનાર્ય કાર્ય-છે કે મહારંભ છે, તે ખોટી ભ્રમણા દૂર થઈ ચૂકી છે. અને તેથી હવે અજની ખેતી સબંધમા પ્રશ્ન ન કરતા, કંદની ખેતી સબંધમાં પ્રશ્ન ઉપસ્થિત થયો છે

શ્રી ભગવતી સૂત્રમાં, ઠાણાંગ સૂત્રમા, ઉવવાઈ સૂત્રમાં નરક ગતિના ચાર કારણ બતાવ્યા છે. તેમાં સૌથી પહેલું કારણ છે મહારંભ. તો મહારંભ જે નરકગતિનું કારણ છે તેને લક્ષમાં રાખીને આ પ્રશ્ન કરવામા આવ્યો છે કે બીજા કોઈ વિચારથી પ્રશ્ન કરવામાં આવ્યો છે? સ્મરણ રહેવું જોઈએ કે જ્યાં મહારંભ કે અનાર્યકર્મ આવ્યુ ત્યાં નરકનો જ માર્ગ લેવાનો રહે છે. શાસ્ત્રોમા મહારંભનો સબંધ નરકની સાથે જોડેલો છે. અનેક જગ્યાએ શાસ્ત્રોમાં આવો ઉલ્લેખ મળે છે એવી સ્થિતિમાં કંદની—ગાજર, મૂળા, બટેટા વગેરેની ખેતીને આપ મહારંભ માનતા હો તો તેને નરકગતિનું કારણ પણ માનવુ પડશે

કદાચિત્ આપ એમ કહો કે તેને મહારંભ તો માની લઈએ, પરંતુ નરકગતિનું કારણ ન માનીએ, તો આ વાત ન બને હું કહું છું, અને હું શું, શાસ્ત્ર કહે છે કે જે મહારંભ છે તે નરકગતિનું કારણ બન્યા વિના રહેજ નહિ મહારંભ હોય અને નરકગતિનું કારણ ન હોય, તેવી કોઈ ભ્રમણુતી આપ કરવા ધારો તો થઈ શકતો નથી તો શું બટેટા વગેરે કંદમૂળની ખેતી નરકનું કારણ છે? આપ કહેશો કે કેમ નહિ? કંદમાં અનંત જીવો છે.

કલ્પના કરો કે એક માણસ ભૂખથી તરફડે છે અને તેના પ્રાણ નીકળવાની તૈયારી છે ત્યાં બીજો માણસ જઈ પહોંચે છે. તેની પાસે બટાટા કે ગાજર છે અને તે દયાથી પ્રેરિત બની તે ભૂખ્યા માણસને ખાવા માટે આપે છે ભૂખ્યો માણસ તે ખાય છે અને તેના પ્રાણ બચી જાય છે. હવે પ્રશ્ન એ છે કે બટાટા

કે 'ગાજર' દેનારને એકાંત" પાપ લાગે છે કે કોઈ પુણ્ય પણ થાય છે?' આપ આ પ્રશ્નનો શું ઉત્તર આપશો?

આપણા કેટલાક પાડોશીઓ (તેરાપંથીઓ)એ તો નિર્ણય કરી રાખ્યો છે કે દયાથી પ્રેરિત બની ભૂખ્યાના પ્રાણ બચાવવામાં એકાંત પાપ જ લાગે છે. તેમના પુસ્તકોએ અને જીભે એકાંત પાપ જ લાગે છે. તેમના પુસ્તકોએ અને જીભે એકાંત પાપ થવાનો નિર્ણય કરી રાખ્યો છે. કારણ એક બાજુ તો એક જીવ (ભૂખ્યો માણસ) છે અને બીજી બાજુ એક બટાટામાં જ નહિ, તેના એક ટૂકડામાં પણ નહિ, સોયના અગ્ર ભાગ ઉપર રહી શકે તેટલા જરાશા બટાટાના કણમા પણ અનંત જીવ હોય છે અને જ્યારે તે ખાવા માટે આપવામા આવે છે તો તે અનંત જીવોની હિંસા થાય છે આ પ્રમાણે એક જીવને બચાવવા માટે અનંત જીવોની હિંસા થાય છે! આ પાડોશીઓના વિચારોમા આ અનંત જીવોની હિંસા તો પાપ છે, જે તેની હિંસા કરીને એક માણસને બચાવી લેવો તે પણ પાપ જ છે, અને તે માણસ માટે દયાની ભાવના હોવી તે પણ પાપ છે. આ પ્રમાણે ભૂખથી મરતા માણસને બચાવી લેવામા તે લોકો એકાંત પાપ અને પાપ જ બતાવે છે.

પરંતુ આપનો વિચાર શુ છે? આપ તો મનુષ્યના પ્રાણોની રક્ષા કરવામા પાપ માનતા નથી અને રક્ષા કરવાની, દયાની જે ભાવના હૃદયમા ઉત્પન્ન થાય છે તેને પણ પાપ માનતા નથી એવી સ્થિતિમા આપ ઉક્ત પ્રશ્નનો શુ ઉત્તર આપશો? આપની સન્મુખ આ એક વિકટ પ્રશ્ન છે, જેનો આપે નિર્ણય કરવાનો છે.

સંભવ છે કે આ પ્રશ્નનો ઉત્તર દેવાનું ટાળવાનું આપ પસંદ કરો એવું કરશો તો બીજી જગ્યાએ પકડમા આવી જશો માની લો કે એક માણસ તરસથી મરી રહ્યો છે અને કોઈએ તેને પાણી પાયું. પાણીના એક ટીપામા અસંખ્ય જીવો છે અને એક પ્યાલો

પાણી પાયુ તો શુ થયુ? એકાંત પાપ થયુ કે પુણ્ય પણ થયું? પાણી પાવાથી જીવ બચ્યો તો એક અને મર્યા અસખ્યાત.

આ પ્રશ્નનો ઉત્તર આપ એ જ આપશો કે જો કે પાણી પાવાથી પાપ થયુ છે, પરતુ પુણ્ય પણ થયુ છે અને તે પુણ્ય પાપની અપેક્ષાએ વધુ થયુ છે બરાબર છે, જે તથ્ય હોય તેનો સ્વીકાર તો કરવો જ જોઇએ

આ નિર્ણયથી એક વાત ફલિત થઈ કે જીવોની સખ્યાના આધાર ઉપર પુણ્ય-પાપનો નિર્ણય થઈ શકતો નથી. સંખ્યા સાચી કસોટી નથી આ કસોટીનો તો પાણી પાવામા એકાંત પાપ ન માનીને આપણે અસ્વીકાર કરી દીધો છે આપણે પુણ્ય-પાપનો નિર્ણય કરવા માટે બીજી જ કસોટી લીધી છે અને તે કસોટી છે આપણી ભાવના"

અસખ્યાત એક ઘણી મોટી સખ્યા છે અસંખ્યાતના અતિમ અશમાં એક વધુ ઉમેરવામાં આવે તો તે સખ્યા અનંત થઈ જાય છે તો જ્યા ઘણા અસખ્યાત જીવ હોય ત્યાં અનતની લગભગ જીવ થઈ જશે અને વળી જ્યાં પાણી છે ત્યા સાત બોલની નિયમા છે ત્યાં બીજા જીવ પણ હોય છે આ દૃષ્ટિથી જીવની સંખ્યા પાછી વધી જાય છે તો એક પ્યાલો પાણી પીવામાં અનંતની લગભગ જીવો મર્યા અને બચ્યો ફક્ત એક મનુષ્ય છતાં પણ ભાવનાની વિશેષતાના કારણે પાણી પાનારને પાપના કરતાં પુણ્ય અધિક થાય છે જે જીવ માર્યા છે તે મારવાના ઈરાદાથી મારવામા આવ્યા નથી પાણી પાનારની ભાવના એવી હોતી નથી કે પાણીના આ જીવો મરતા નથી, માટે કોઈ અતિથિ આવે અને તેને પાણી પાઈને પાણીના જીવોને મારી નાખુ. તેની દૃષ્ટિ એ હોતી જ નથી તેની એક માત્ર ભાવના પચેન્દ્રિય જીવને મરવાથી બચાવવાની હોય છે

સિદ્ધાંત બતાવે છે કે પંચેન્દ્રિય જીવના કરતાં દ્વીન્દ્રીય જીવને મારવામાં અસંખ્યાત ગણું પાપ વધતું જાય છે અને તે પ્રમાણે ઉત્તરોત્તર વધતા વધતાં ચોઇન્દ્રિયના કરતાં પંચેન્દ્રિયને મારવામાં અસંખ્યાતગણું પાપ અધિક થાય છે.

જ્યાં સુધી આ દૃષ્ટિબિંદુ ઉપર આપણે ધ્યાન રાખશું ત્યાં સુધી ભગવાન મહાવીરની અહિંસા અને દયા આપણા ધ્યાનમાં રહેશે. જો આપણે આ દૃષ્ટિકોણને ચૂકી જશું તો અહિંસા અને દયાને પણ ચૂકી જશું. પછી આપણે કાં તો કોઈ બીજી દૃષ્ટિ પકડવી પડશે કે પછી હસ્તી–તાપસોની દૃષ્ટિ અ ગીકાર કરવી પડશે. હસ્તી–તાપસોના સંબંધમાં સામાન્ય ઉલ્લેખ અન્ય પ્રવચનમાં થઈ ચૂક્યો છે. તેમનું મંતવ્ય છે કે અનાજના એકેક દાણામાં એકેક જીવ હોય છે, તેથી ઘણા દાણા ખાવાથી ઘણા જીવોની હિંસા થાય છે. તેનાથી બચવા માટે એક હાથી જેવા સ્થૂળ કાય જીવને મારી તેને ખાવો તે અધિક ઉપયુક્ત છે, કારણ કે એક જ જીવની હિંસાથી ઘણા માણસોનું અથવા એક માણસનું ઘણા દિવસો સુધી ગુજરાન ચાલી શકે છે. *

ભગવાન મહાવીરે આ દૃષ્ટિકોણનો દ્રઢ રીતે વિરોધ કર્યો હતો. તેનું કારણ એ છે કે પાપનો સબધ જીવોની ગણતરી સાથે નથી, ભાવના સાથે છે. પંચેન્દ્રિય જીવોની ઘાત કરવામાં કેટલી બધી નિર્દયતા અને કેટલી બધી ક્રૂરતા હોય છે? એક પ્યાલા પાણીના જીવો ભલે અસખ્યાત હોય, છતાં પણ પાણી પીનાર અને પાનારમાં એવી નિર્દય અને ક્રૂર ભાવના હોતી નથી.

આ પ્રમાણે પાણીના વિષયમાં જ્યારે આપણે વિચાર કરી લીધો તો પછી તે જ નિર્ણયનો પ્રકાશ લઈને હવે આપણા મૂળ પ્રશ્નને તપાસીએ.

---

*हत्थितावसंति ये हस्तिनं मारयित्वा तेनैव बहुकालं भोजनतां यापयन्ति. —औपपातिक सूत्रटीका

જે પ્રમાણે અન્નની હિંસાની ખરખામણીમાં કદની કે અન્ય અનંતભવની હિંસા મોટી છે; તે પ્રમાણે અન્નની ખેતી કરતાં આ ખેતીમાં વધુ પાપ છે, છતાં પણ તે મહારંભ નથી સંહાર કરવાના પરિણામથી, હિંસાના સકંલ્પથી, ક્રૂર ભાવનાથી, જે ઉદ્યોગમા ત્રસ જીવોનું હનન કરવામાં આવે છે તે જ મહારંભની ભૂમિકામા આવે છે

જે દેશમાં અનાજની પૂરી જરૂરત છે અને જ્યા અર્ધાથી વધુ અનાજ બહારથી- વિદેશથી મગાવવુ પડે છે, જે દેશ માટે અમેરિકા કે ઓસ્ટ્રેલીયાથી ખોરાક આવે છે અને તેના બદલામા કરોડા અબજોની સપત્તિ બહાર ચાલી જાય છે અને તે સપત્તિના બદલામા સત્વહીન, સડેલું-ગળેલું હલકુ અનાજ મળે છે અને તે અનાજને ઘણી મુશ્કેલીથી મેળવીને અને ખાઈને માણસો જુદી જુદી જાતના રોગના ભોગ બને છે અને એવા અનાજના પણ અભાવમા લાખો માણસો મરી ગયા અને હજુ પણ મરે છે, તે દેશમા કદની ખેતીનો પ્રશ્ન પહેલા વિચારણીય નથી ત્યા તો પહેલા અન્નની સમસ્યા છે અને તેની ઉપર જ સર્વ પ્રથમ વિચાર કરવો પડશે

કોઈ ખેડુતોના ખેતરોમાં અનાજ ઉગતુ નથી તેવા માણસોમાથી એક ખેડુત તો પોતાના ખેતરમા બટાટા વાવે છે અને બીજો તબાકુ વાવે છે, તો તબાકુ વાવવામા વધુ હિંસા છે, કારણ કે તબાકુ વ્યસનની વસ્તુ છે, જીવનની વસ્તુ નથી; તબાકુ ઝેર પેદા કરે છે અને સ્વાસ્થ્યને નષ્ટ કરનાર વસ્તુ છે અને તે પેદા કરનાર કેવળ પોતાના સ્વાર્થની ભાવનાથી જ પેદા કરે છે તેનાથી કોઈ પ્રકારના પરોપકારની આશા નથી, કોઈના જીવન નિર્માણની સભાવના નથી; ભૂખથી મરનારને તબાકુ ખવડાવી તેનું જીવન ટકાવી શકાશે નહિ; તબાકુ ખાવાથી તો મૃત્યુ નજદીક આવે છે,

બટાટા આે કદ વ્યસનની વસ્તુઓ નથી તેનો અર્થ એ નથી

કે બટાટા કે કંદની ખેતીમાં આરંભ નથી. આરંભ અવશ્ય છે અને અન્નની ખેતી કરતાં વધારે આરંભ છે. છતાં પણ તે મહારંભની ભૂમિકામાં નથી અર્થાત્ તે નરકમાં જવાનો માર્ગ નથી.

એક માણસના ખેતરમાં બટાટા જ ઉત્પન્ન થાય છે અને તે વિચારે છે કે માણસોને ખોરાક મળતો નથી તો હું બટાટા ઉત્પન્ન કરીને યથાશક્તિ ખોરાકની પૂર્તિ શા માટે ન કરું ? આવું વિચારી તે બટાટાની ખેતી કરે છે. બીજો માણસ વિચારે છે કે તંબાકુથી માણસનું સ્વાસ્થ્ય બગડતું હોય તો ભલે બગડે. મારે તેની સાથે શું લેવા-દેવા ? મારે તો પૈસા જોઈએ છે. અને તંબાકુની ખેતીથી મને સારા પૈસા મળી રહે છે, તો શા માટે તંબાકુની ખેતી ન કરું ? અને તે માણસ તંબાકુની ખેતી કરે છે. સ્પષ્ટ છે કે બટાટા કરતાં તંબાકુની ખેતીમાં વધુ પાપ છે. તે પ્રમાણે બટાટાની ખેતીમાં અન્નની ખેતીના કરતાં અધિક પાપ છે અને તંબાકુની ખેતીના કરતાં અલ્પ પાપ છે. આ જ અનેકાંતવાદનો નિર્ણય છે

તાત્પર્ય એ છે કે કોઈ પણ કાર્યમાં એકાંત રૂપે આરંભની અલ્પતા કે અધિકતાનો નિર્ણય થવો મુશ્કેલ છે. "અલ્પ" અને "અધિક" શબ્દો જ એવા અપેક્ષાવાળા શબ્દો છે કે તેના ઉપયોગ સાથે બીજા શબ્દો જોઈએ. ગુજરાતી ભાષામાં જેમ "નાનુ" અને "મોટું" શબ્દો અપેક્ષાના છે, તે બીજા કોઈની સાથે સરખાવતાં કોઈ "નાનું" કે "મોટું" કહેવાય છે, પોતાનામાં જ કોઈ મોટું નથી, કોઈ નાનું નથી. આ જ વાત 'અલ્પ' અને 'અધિક'ના વિષયમાં પણ છે. આ વાતને બરાબર સમજવા માટે એક ઉદાહરણ લઈએ. કોઈએ આપને પ્રશ્ન કર્યો કે ત્રીન્દ્રિય જીવની હિંસામાં અલ્પ પાપ છે કે અધિક પાપ છે ? તો તમે તેને શું ઉત્તર આપશો ? કોઈ પણ શાસ્ત્રનો જ્ઞાતા એમ જ કહેશે કે એકેન્દ્રિય અને દ્વીન્દ્રિયના કરતાં અધિક પાપ છે અને ચૌઇન્દ્રિય તથા પંચેન્દ્રિય કરતાં ઓછું પાપ છે.

અમારા જે સાથીઓ કૃષિ કરવામા મહારભ સમજે છે, તેમનું મતવ્ય જો પૂર્વોક્ત અનેકાંતવાદના આધારે હોય તો મતભેદને અવકાશ જ રહેતો નથી જો તેઓ એમ કહેતા હોય કે કૃષિનું કાર્ય કરવામા વસ્ત્રાદિ વગેરેના વ્યાપાર દ્વારા આજીવિકા ચલાવવાની અપેક્ષાએ અધિક આરભ છે અને કતલખાના કે સટ્ટા વગેરે કરવાની અપેક્ષાએ અલ્પારભ છે તો વિવાદને સ્થાન ન હતું અપેક્ષાકૃત અધિક આરભ અને અપેક્ષાકૃત અલ્પ આરભ માનવાનો કોણ ઈન્કાર કરી શકે ? પરતુ જ્યારે કૃષિમા મહારભ બતાવવામા આવે છે અને જે મહારંભ નરક ગતિનું કારણ છે તે મહારભ બતાવવામા આવે છે ત્યારે અનેકાંતવાદનો પરિત્યાગ કરી દેવામા આવે છે અને તેથી મતભેદ ઉભો થઇ જાય છે તેજ મહારભનો હુ નિષેધ કરૂ છુ



૮

# ચતુષ્પથ ઉપર

પોતાનાથી બહાર આ વિરાટ વિશ્વ તરફ જરા નજર ફેંકો. જુઓ, જગતમાં કેટલા પાર વિનાનાં જીવ-જંતુ ભર્યાં પડ્યા છે! નાના પ્રકારના પશુ-પક્ષી, કીડા-મંકોડા તો છે જ, પરંતુ લાખો જાતની વનસ્પતિ અને બીજા પણ નાના-મોટા અસખ્ય જાતના પ્રાણીઓ તમને દૃષ્ટિગોચર થશે તેમના આત્મામાં અને મનુષ્યના આત્મામાં કોઈ મૂળભૂત અંતર નથી અંતર છે શરીરનુ અને આત્મિક શક્તિઓના વિકાસનુ. આ અંતરે મનુષ્યમા અને બીજા પ્રાણીઓમા મોટો ભેદ પેદા કરી દીધો છે તે જ કારણે શાસ્ત્ર માનવ-જીવનની મહિમાના વખાણ કરે છે અને માનવ પોતાની સ્થિતિ માટે ગર્વ કરે છે, પોતાને ધન્ય-ધન્ય માને છે પરંતુ મનુષ્યે એ પણ વિચારવુ જોઇએ કે આ જીવનને માટે તેને કેટલી બધી તૈયારી કરવી પડી હતી? કેવા કેવા પ્રકારની સાધના કરવી પડી છે!

મોટી મોટી તૈયારીઓ અને સાધનાઓ કર્યા પછી જે મનુષ્ય-જીવન મળ્યું છે, તેની ઉપયોગિતા શું છે? શું આ જીવન ભોગ-વિલાસમાં રચ્યા-પચ્યા રહેવા માટે કે ધનસંચય માટે કે પ્રતિષ્ઠાની પાછળ પાછળ ભટકીને સમાપ્ત કરી દેવા માટે છે? શું આ જીવન

એમના માટે છે કે—"એક દિવસ આ સમારમા આવ્યા હતા અને એમ જ ચાલ્યા ગયા ? '

જે આવ્યો છે તે જવાનો તે અવશ્ય છે, પછી ભલે તે ભીખારી હોય, દરિદ્ર હોય કે ધનવાન હોય, રાજા હોય, શેઠ હોય, કે શાહુકાર હોય આ જવાનું અને આવવાનું અનાદિ કાળથી ચાલતું આવ્યુ છે અને અત્યારે પણ ચાલી રહ્યુ છે તેને રોકવાની ચ પણી શક્તિ નથી ચક્રવર્તીની પણ શક્તિ નથી કે આ આવવા જવાનું બધ કરાવી દે સ્વર્ગમા જઈને અમખ્ય દેવ–દેવીઓ ઉપર સત્તા ચલાવનાર ઈન્દ્ર પણ તેને રોકી શકે તેમ નથી અમારમા કોઈ એની જગ્યા નથી કે આપણે જમાનીને બેસી ગયા તો ઉઠવુ ન પડે આપ ઈન્દ્રો કે આપને ઉઠવુ ન પડે, પરતુ આપની ઈચ્છાની કોઈ કિમત નથી આપ તો શુ, મોટા મોટા શક્તિશાળીઓ ગાદી આવ્યા અને ચાલ્યા ગયા જેમની શક્તિએ એક દિવસ સંસારમા ભૂકપ પેદા કરી દીધેલ હતો અને જેની સેનાઓએ હિંદુસ્તાનના ખુણે ખુણામા રોન લગાવી હતી અને પોતાનો ખજાનો ભરી લીધો હતો, તેમનું બળ પણ અહીં કામ ન આવ્યુ લાખો સેના પણ દીનભાવથી ઉભી રહી અને મોટા મોટા મત્રીઓ જે કહેતા હતા કે 'આલની ખાલ ઉતારી દેશુ ' અને કોઈને કોઈ માર્ગ કાઢશુ તેમની વિલક્ષણ બુદ્ધિ પણ સમય આવ્યે કાઈ કામ લાગી નહિ દેવી–દેવતા ઉભા રહી ગયા, તેમનાથી પણ કાંઈ ન બન્યુ. આપણે જોઈએ છીએ કે એક સાધારણ માણસ સંસારથી વિદાય લે છે ત્યારે લાચાર અને પરવશ બનીને જાય છે અને ધનવાન અને અમર ટ વિદાય લે છે ત્યારે તે પણ તે પ્રમાણે લાચાર બનીને જાય છે

આ માર્ગ ન હોત તો દુનિયાનો ફેંસલો થવો જ મુશ્કેલ બનત આ રસ્તો જ ગરીબ અને અમીરને એક કરનાર છે અને ગ્રુ પરી અને મટ્ટનો પણ એક જેવો ફેંસલો કરી દે છે દુનિયામા બીજા ભલે ગમે તેટલા જુદા જુદા બને હોય, પરતુ તેમશાનનો રાહ તો

એક જ છે, જેની ઉપર બધાએ ચાલવાનું છે અને જ્યાં ભીખારીથી માંડી સમ્રાટે પણ મળીને ભસ્મ થઈ જવાનું છે અહીં બે રાહ બનતા નથી, બે રસ્તા બનતા નથી. એક જ રાહ છે, તેની ઉપર જ બધાંને જવાનું છે

આપણે જોઈએ છીએ કે મનુષ્યની જીંદગીમાં અભિમાન, પ્રતિષ્ઠા, ઈજ્જત બધુ અહીં જ સમાપ્ત થઈ જાય છે આગળ શું લઇને જાય છે? મહેલો, સોના-ચાંદી, આભૂષણ વગેરે બધું અહીં જ રહી જાય છે સમાજ અને રાષ્ટ્ર પણ અહીં જ છૂટી જાય છે

માનવ-જીવનની સૌથી મોટી જે વિશેષતા છે તે એ છે કે મનુષ્ય વિચાર કરી શકે છે કે તેને અહીંથી કાંઈ લઈ જવાનું છે કે ખાલી હાથે જવાનું છે?

ભગવાન મહાવીરે પોતાના અંતિમ પ્રવચનમાં એક સુંદર રૂપક-ઉદાહરણ કહ્યુ છે અને તેને સહારે એક ઘણુ મોટું સત્ય ઉતાર્યું છે, અથવા કહો કે એક સૂતના આધારે કરોડો મણ બોજ ઉતારી દીધો છે એક નાનકડુ દૃષ્ટાંત છે, પરંતુ તેની પાછળ એક ઘણી મોટી સચ્ચાઇ અને જીવનનો મહત્ત્વપૂર્ણ અધ્યાય છીપાયેલો પડેલો છે ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યુ છે કે:—

जहा य तिन्नि वाणिया, मूल घेतुण निग्गया।
एगोऽत्य लहई लाभ मूलेण आगओ॥
एगो मूल पि हारित्ता, आगओ तत्थ वाणिओ।
ववहारे उवमा एसा, एवं धम्मे वियाणह॥
उत्तराध्ययन सूत्र ७|१४-१५

૧. ભગવાન મહાવીરના સમયના વાણીઆઓની વાત ચાલી છે અને આજે ૨૫૦૦ વર્ષ પછી, પણ તે વાણીઆઓ જ સામે બેઠેલા છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર-એ ચાર વર્ણ છે. તેમાં વૈશ્ય જ વાણિજ્ય-વ્યવસાય કરે છે અને તેમની જ વાત અહીં આવે છે.

મનુષ્યની જીંદગીમાં વ્યાપાર તો ચાલતો જ રહે છે. જેણે દુનિયાની આ મંડીમાં વ્યાપાર કર્યો નહિ તેણે કર્યું પણ શું?

એક શેઠને ત્રણ પુત્ર હતા. ત્રણે બુદ્ધિમાન અને વિચારશીલ હતા. પરંતુ ઘરમાં પડ્યા રહેતા હતા, તેથી તેમની બુદ્ધિની પરીક્ષા કરવાનો સમય મળતો ન હતો. તેમના વિચારોને, ચારિત્રને અને વ્યક્તિત્વને બરાબર વિકસવાનો અવસર પણ મળતો ન હતો.

કોઈ કોઈ વાર એવું બને છે કે જે મોટા હોય છે, ઊંચા હોય છે, તેમની સામે નાના અને નીચા માણસોને વિકસવાનો અવસર મળતો નથી. કદી કદી પિતા સર્વ કામનો બોજો પોતાના માથે લઈને ફરે છે, અને પુત્રોને કોઈ કામ સ્વતંત્ર રૂપે કરવાનો અવસર આપતા જ નથી. વાત વાતમાં કહે છે કે આ કામ આમ ન કરો, તેમ કરો વગેરે. તેથી પુત્રોને પોતાની બુદ્ધિની કસોટી કરવાનો અવસર જ મળતો નથી. અને તેઓને સલાહ લેવાની બરાબર ટેવ પડી જાય છે. પછી તેઓ બધા કાર્યમાં પિતાને પૂછતા રહે છે કે—આ કાર્ય કેવી રીતે કરું? સ્વતંત્ર રૂપે નિર્ણય કરવાની તેમની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે. અને જીવનની અંતિમ ક્ષણો સુધી તેમની એ જ પ્રવૃત્તિ બની રહે છે.

કોઈ મોટા વૃક્ષની આસપાસ નાનો છોડ વાવવામાં આવે તો તે વૃક્ષ તેને વધવા દેતું નથી. તેનો અર્થ એ નથી કે પિતા પોતાના પુત્રની બુદ્ધિને વિકસિત થવા દેવા ઇચ્છતા નથી. તે વિકસિત થાય તેમ તે ભલે ઇચ્છતા હોય, પરંતુ સ્નેહ-શાસનની ખોટી પદ્ધતિથી એવું થઈ શકતું નથી પુત્રને પિતાની સહાયતા લેવાની ટેવ પડી જાય છે અને તે સ્વતંત્ર રૂપે પોતાના પગભર થઈ શકતો નથી.

પરંતુ આ શેઠ તો ઘણા બુદ્ધિમાન હતા. તેમણે વિચાર્યું કે જોવું જોઈએ કે ક્યો પુત્ર કેવો છે અને આગળ ઉપર મારા વંશની જવાબદારીને કોણ કેટલી નભાવી શકશે? કોણ મારા કુટુંબની પ્રતિષ્ઠાને વધારી શકશે? હું દુનિયાભરની પરીક્ષા કરું છું તો પુત્રોની પરીક્ષા કેમ ન કરું?

શેઠે એક દિવસ ત્રણે પુત્રોને બોલાવ્યા અને કહ્યું, તમે બધા સમજદાર અને યોગ્ય થઈ ગયા છો. સંસારના મેદાનમાં કામ કરી શકો છો. હું જે કાંઈ કરું છું તે તો તમારે માટે જ છે. મારે કાંઈ ક્યાંય લઈ જવું નથી, પણ તમે મને એટલો સંતોષ આપો કે તમે તમારી જવાબદારીને મારી પાછળ પૂરી કરી શકશો.

પુત્રોએ કહ્યું—પિતાશ્રી ! અમારે શું કરવાનું છે ?

અને "શુ કરવાનું છે" તે પ્રશ્નને ઉકેલવા માટે જ તો પિતાએ તેમને બોલાવ્યા હતા. કમાવા માટે તે પોતાના પુત્રોને બહાર ભટકાવવા ઇચ્છતા ન હતા. તેની પાસે બધુ હતુ, પરંતુ "શુ કરવુ" એ વૃત્તિ બની જાય છે અને તે જ પ્રશ્ન મનમા ઉદ્ભવીને રહી જાય છે, તેનું જ તેણે સમાધાન કરવુ હતુ.

શેઠે કહ્યું—કરવાનું શું છે ? જાઓ, નાવને સમુદ્રમાં વહેવા દો અને તેનુ લગર ખોલી નાખો. સુકાન તમારા હાથમા છે. જીવનનો એ જ અર્થ છે કે કેવો પુરૂષાર્થ કરીને તમે તેને લઈ જાઓ છો જે નાવમાં બેઠા હોઈએ તેનુ લગર જો ખોલવામાં ન આવે તો નાવમાં બેસવાનો કાંઈ અર્થ નથી. જીવનનુ લગર પણ ખોલી દેવામાં આવે અને તેને મોજા ઉપર છોડી દેવામાં આવે ત્યારે જીવનનૌકા મોજાઓ સાથે ટકરાય છે અને નાના પ્રકારના વિઘ્નો ઉપસ્થિત થાય છે. ત્યારે ખબર પડશે કે તમારામાં યોગ્યતા કેવી છે ? સમુદ્રમાં તોફાન આવ્યુ હોય તો નાવને કેવી રીતે લઈ જવી અને કયાં મદ ગતિ આપવી અને કયા તીવ્ર ગતિથી છોડી દેવી, વગેરે યોગ્યતાઓ જો પ્રાપ્ત થઈ જાય તો જીવન મળવું સાચું સમજો.

પિતાની વાત સાંભળી પુત્રોએ કહ્યું—ઠીક વાત છે, પિતાજી ! આપનો વિચાર યોગ્ય છે. અમે અમારી યોગ્યતા કેટલી છે તેની તપાસ કરશુ.

હવે તેમને પૂંજી આપવામાં આવી. ટીકાકાર કહે છે, કે ત્રણેને એકેક લાખ રૂપિયા આપવામા આવ્યા અને તેમને કહેવામા આવ્યુ કે ત્રણે પુત્રો જુદી જુદી દિશાઓમા જાય, દિશા પોતાની મરજી પ્રમાણે નિશ્ચિત કરી શકે છે

ત્રણેએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે વિભિન્ન દેશોમા જઈને પોતાનો ધધો જમાવી દીધો

તેમાં એક ઘણો બુદ્ધિમાન અને ચતુર હતો તેણે પોતાની પૂજી એવા વ્યવસાયમાં રોકી કે જેથી ખૂબ કમાણી વધે પૂજી તેનાથી વધવા લાગી તે ઘણો સચ્ચરિત્ર હતો જેમ જેમ લક્ષ્મી વધતી ગઈ તેમ તેમ તે નમ્ર બનતો ગયો તેણે આસપાસના વ્યાપારીઓમા પોતાની શાખ જમાવી દીધી જ્યા ગયો ત્યા એકનો બનીને ગયો નહિ એવી રીતે રહ્યો કે જાણે પોતે પણ તે શહેરનો—તે દેશનો જ વતની કેમ ન હોય અને કોઇને લૂટવા આવ્યો નહિ પરતુ બીજાઓનું પણ સરક્ષણ કરવા આવ્યો હોય આ પ્રમાણે તેણે પ્રતિષ્ઠા જમાવી લીધી તેની પાસે લક્ષ્મી તો ખૂબ આવી, પરતુ લક્ષ્મીનો નશો આવ્યો નહિ તે દુશ્ચરિત્ર બન્યો નહિ

મઝા તો એમા છે કે સમુદ્રમાં ડૂબકી તો લગાવીએ, પરતુ સૂકા બહાર નીકળીએ કોઈ સમુદ્રના કિનારે બેસી રહીને કહે કે હું સૂકો રહ્યો છુ ભીંજાયો નથી, તો એવા સૂકાપણાનું કોઈ મૂલ્ય નથી સમુદ્ર કે ગગામા ગોથુ મારે અને સૂકો પાછો નીકળી આવે અને ભીંજાય નહિ તો કહી શકાય કે વાસ્તવમાં જાદુ છે, ચમત્કાર છે તે પ્રમાણે કોઈ ધનવાન પુરુષ લક્ષ્મીથી પરિપૂર્ણ હોય અને છતા સચ્ચરિત્ર હોય, લક્ષ્મીનો નશો તેને ન ચઢે તો આપણે કહી શકીએ કે ડૂબકી તો મારી પરતુ સૂકો નીકળ્યો છે.

ચારે બાજુ લક્ષ્મીનો ઝણકાર થઈ રહ્યો હોય અને લક્ષ્મીના ઠોકર ન લાગે અને વાસનાના પાણીથી ભીંજાયા વિના બહાર નીકળી જાય તો કહી શકાય કે તે જીવનની કળા છે.

આણંદ શ્રાવક લક્ષ્મીના સમુદ્રમાં ડૂબકી મારી હતી, છતા પણ સૂકા બહાર નીકળ્યા હતા. ભગવાન મહાવીરના ભક્ત રાજા ચેટક વગેરે સર્વેએ સમુદ્રમાં ડૂબકી મારી હતી; પરંતુ સૂકા રહ્યા હતા. ભરત ચક્રવર્તી પણ સમુદ્રમા ડૂબકી લગાવીને સૂકા રહ્યા હતા

न लिप्पए भवमज्झे चि संतो,
जलेण वा पोक्खरिणी पलासो ।

અને

जहा पोम्मं जले जायं नोवलिप्पइ वारिणा ।

જો તમારે જીવનની કળા શીખવી હોય તો કમળ પાસેથી શીખો જીવન જીવવાની મહત્ત્વપૂર્ણ કળા પાણીમા રહેલા કમળ પાસેથી જ શીખી શકાશે કમળ કીચડમા ઉત્પન્ન થાય છે, પત્થરમા કે રેતીના રણમા નહિ તે ઊંડા પાણીના તળાવોમા જન્મ લે છે છતા પણ તે પાણીથી ભીંજાતું નથી, કારણ તે પાણીની ઉપર રહે છે કમળ ઉપરથી પાણી ઢોળવામા આવે કે વર્ષાનું પાણી તેની ઉપર પડે તો પણ તેમા એવુ એક જાતનુ ચીકણાપણુ હોય છે કે તે પાણી વહી જાય છે અને કમળ સૂકુ જ રહે છે જેવી રીતે કમળ પાણીમા પેદા થાય છે છતા પાણીથી અલિપ્ત રહે છે, તેવી રીતે જીવનનો આદર્શ હોવો જોઈએ

કમળ પાણીથી ભીંજાવાના ભયથી બહાર ભાગતુ નથી ભાગે તો તે જીવતુ રહી ન શકે તો તમે સસારથી કેવી રીતે બહાર ભાગી શકશો? અને ભાગીને ક્યા જશો? આ વિશ્વની બહાર ક્યાય તમારુ કોઈ ઠેકાણુ છે? ગમે ત્યા જાઓ, પરંતુ હશો તો સસારની જ છે તેથી ભાગવાનો વિચાર છોડો અને સસારમા રહીને પણ કમળની પેઠે અલિપ્ત રહેવાની સાધના કરો તે સિવાય બીજો કોઈ માર્ગ નથી

સાધુ ગોચરી માટે જાય અને ત્યા તેનું મન ડગમગવા લાગે

તો કેમ ચાલી શકે? અંતે તેમને પણ એ કળા શીખવી પડશે. સંસાર છે, દુનિયા છે, વસ્ત્ર-પાત્ર પણ લેવાના રહે છે, ઝૂંપડીઓ અને મહેલોમાં પણ જાવું પડે છે આંખ બંધ કરીને રહી શકશો નહિ. નાક બંધ કરીને રહી શકશો નહિ. સર્વે ઈન્દ્રિયો પોતપોતાનું કાર્ય કરતી જ રહેશે. છતાં જીવનની એવી કળા શીખે છે કે ખાવાં, પીવાં, સાંભળવા અને જોવાં છતાં પણ વાસનાના કીચડમાં ફસાય નહિ. તેઓ નિંદા પણ સાંભળે છે અને સ્તુતિ પણ સાંભળે છે, સારું કે અમનોજ્ઞ રૂપ, જેવું આંખની સામે આવે છે તે પણ જુએ છે, છતાં પણ તેઓ વાસનાના કીચડમાં ફસાતા નથી, તેનાથી ઊંચે જ રહે છે.

કમળની તે વાત આપને પણ શીખવાની છે. ભાગશો તો ક્યાં સુધી ભાગશો? ભગવાન મહાવીરનો સિદ્ધાંત છે કે ગમે તે સ્થિતિમાં હો, પરંતુ એ કળા શીખી લો કે કમળ જળમાં રહે છે અને છતાં પણ સૂકું રહે છે. જો આ દૃષ્ટિ જીવનમાં મળી ગઈ તો સમજી લો કે જીવનની કળા મળી ગઈ. જેને જીવનની આ મંગળમય કળા મળી ગઈ તે સાધક ઘણો ઊંચો ઊઠી શકે છે.

વારૂ, પેલા શેઠનો પુત્ર લાખો-કરોડો કમાયો. છતાં તે કામ કરતો રહ્યો અને સદાચારી રહ્યો. કમાઈને ઘેર પાછો આવ્યો. તેમને લેવા માટે નગરના માણસો ઉમટયા. શેઠ પણ પોતાના પરિવાર સાથે ઉછળતા હૃદયથી પુત્રનું સ્વાગત કરવા સામા ગયા. ઘણા સન્માન સાથે, પ્રતિષ્ઠા સાથે અને વાજ-વાજીંત્ર સાથે તેણે નગરમાં પ્રવેશ કર્યો. તેને તો હર્ષ હતો જ, પરંતુ પ્રત્યેક નગરવાસીનું હૃદય પણ હર્ષિત બની રહ્યું હતું.

બીજો પુત્ર ગયો હતો તે પણ પૂંજી કમાયો. પરંતુ તે પોતાની પ્રતિભાનો સારી રીતે ઉપયોગ કરી ન શક્યો. તેણે કાંઈ ખાસ ર્યું નહિ તો ખોયું પણ નહિ. પિતાએ આપેલી પૂંજી બરાબર સાચવી રાખી તેણે વિચાર્યું કે પૂંજીમાં વૃદ્ધિ તો થતી નથી, તો

હવે ઘેર જાઉં. ઘેર પહોંચતા તેનું પહેલા પુત્ર જેટલું સ્વાગત ન થયું તો અનાદર પણ ન થયો. પિતાએ કહ્યું – કાંઈ નહિ, તમે જેવા ગયા હતા તેવા જ પાછા આવ્યા છો. કાંઈ ખોઈને આવ્યા નથી, તો તે પણ કમાણી જ છે. કાંઈ ખોવું નહિ તે કમાવા બરાબર છે.

શેઠનો ત્રીજો પુત્ર લક્ષ્મીની ગરમીમાં અને નશામાં પાગલ થઈ ગયો. તે દુરાચારમાં ફસાઈ પડયો. તેણે બધી પૂંજી ભોગ-વિલાસ અને એશ-આરામમાં ઉડાવી દીધી. જ્યારે સર્વ લૂંટાઈ ગયું ત્યારે ખાવાના સાંસા પડ્યા લાગ્યા. જ્યારે તે ઘેર પાછો આવ્યો ત્યારે કપડાંને બદલે ચીંથરા વીંટેલા હતા, હૃદયમાં પ્રસન્નતાને બદલે આંખોમાં આંસુ હતાં અને રસ્તામાં ભીખ માગીને ખાતો આવ્યો હતો. જ્યારે તે ગામમાં આવ્યો ત્યારે સૂચના મોકલી નહિ અને બજારમાંથી ન નીકળતાં અંધારી ગલીઓમાં થઈને ઘેર આવ્યો. તેણે કપડું મોઢા ઉપર ઢાંકી દીધું જેથી કોઈ ઓળખી ન શકે. ઘેર આવીને રોઈ પડ્યો. ઘરના માણસોએ કહ્યું કે–હાય! તું તો ઘરની પૂંજી પણ ગુમાવીને આવ્યો!

આ સસાર પણ જીવનનું એક બજાર છે. આપણે માનવગતિ રૂપ ગામમાં પહોંચી ગયા છીએ અને ત્યાં પૈસા મળ્યા છે વ્યાપાર કરવા માટે પહેલા નંબરનો વ્યાપારી તો આ લોકમાં અને પરલોકમાં ઉભય જગ્યાએ સુખી થશે, આનંદ મેળવશે જ્યારે પાછો આવશે ત્યારે તેના સ્વાગતની તૈયારીઓ થશે અહીં રહેશે તો પણ જીવનનો મહત્ત્વપૂર્ણ સંદેશ આપશે અને જ્યાં જશે ત્યાં પણ સંદેશ આપશે. તેને માટે સર્વત્ર આનંદ-મંગળ અને જય-જયકાર થશે. તે સ્વર્ગીય જીવનનો અધિકારી છે.

જે મૂળ પૂંજી લઈને અહીં આવ્યો છે, અર્થાત્ જેણે આ માનવ-જીવન મેળવ્યુ છે અને જે આગળ પણ માનવ-જીવન મેળવશે, તેને માટે કહી શકાય કે કાંઈ ખોયુ નથી.

પરંતુ જો મનુષ્ય બનીને આવ્યો છે અને પાછો જાય છે સૂવર કે કૂકડો બનીને તો તેને માટે શું કહેવું ? અહીં પચાસ વર્ષ, સો વર્ષ કે હજાર વર્ષ રહ્યો અને મરીને કીડા-મકોડા બન્યો કે ઘોડા-ગધેડા બન્યો કે પછી પરમાધર્મીનો મહેમાન બન્યો અર્થાત્ નરકમાં ગયો તો તો હારેલો વ્યાપારી છે. તે એવો વ્યાપારી છે કે જેણે પોતાના જીવનની લક્ષનો સાચી રીતે નિર્ણય ન કર્યો.

એટલે ભારતીય ચિંતનની ગૂઢ ભાષામાં ભાવાર્થ એ છે કે મનુષ્યની જીંદગી ઘણી ઊંચી જીંદગી છે. તેથી જે કરવાનું છે, કરવા યોગ્ય છે, તે બધું અહીં જ કરી લેવું જોઈએ. જો અહીં નહિ કરો તો પછી ક્યારે કરશો ?

**इह चेदवेदीदथ सत्यमस्ति, न चेदिहावेदीन्महती विनष्टिः ।**

**—केनोपनिषद**

અહીંનો નાશ, સૌથી મોટો નાશ છે, અહીંની હાર, સૌથી મોટી હાર છે. અહીં જો સારી વાતો ન વિચારી તો અહીં, સર્વત્ર સૌથી મોટો અનાદર છે, અપમાન છે.

માનવ-જીવન ચતુષ્પથ ઉપર ઊભું છે. એક રસ્તો સ્વર્ગ અને મોક્ષ તરફ જાય છે, બીજો રસ્તો નરક તરફ વળે છે, ત્રીજો રસ્તો પશુ-પક્ષીની યોનિઓમાં જાય છે અને ચોથો રસ્તો મનુષ્ય ગતિ તરફ જાય છે. હવે એ નક્કી કરવાનું છે કે ક્યા રસ્તે ચાલવું ? કયો માર્ગ પકડવો ? ચારે બાજુના દરવાજા તો ખુલ્લા પડ્યા છે. ચારે બાજુ સડકો જાય છે. તમે ગમે તે માર્ગ પકડવા સ્વતંત્ર પણ છો. એક સડક ઉપર પ્રકાશ ચમકી રહ્યો છે, બીજી ઉપર અંધકાર છવાઈ રહ્યો છે. હવે વિચાર કરી લો, તમે તમારી જીંદગીને કઈ તરફ લઈ જવા ઇચ્છો છો ? જો તમે સત્ય, અહિંસા અને દયા-દાનની સડકે ચાલશો તો અહીં પણ આનંદ-મંગળ વર્તશે અને જ્યાં જશો ત્યાં પણ આનંદ-મંગળ જ હશે, આ પ્રકાશનો માર્ગ છે,

આ એ પ્રકાશ છે કે જે કદી ફીકો પડતો નથી, અંધકાર તેને સ્પર્શી શકતો નથી.

ભગવાન મહાવીરે કહ્યું છે કે જ્યારે હૃદયમાં આચરણ કરવાની ભાવના ઉત્પન્ન થાય અને સંકલ્પ દૃઢ હોય તો પછી ઢીલ કરવાનું, પ્રમાદ કરવાનું શું પ્રયોજન છે? **'मा पडिबंध करेह'**–વાર ન લગાડો, શીઘ્ર કરો. સત્કાર્યમાં ઢીલ ન હોય. ભૂખ્યાને ભોજન મળી જાય તો શું તે ખાવામાં વાર લગાડશે? ઢીલ કરશે? વિચાર કરશે! ના, તે તો તેજ વખતે ખાવા બેસી જશે, શીઘ્રતાપૂર્વક ભોજન લેવા ઉદ્યત થશે, હા, તો પછી જ્યારે આધ્યાત્મિક ભૂખ લાગી હોય, જીવન–નિર્માણની સાચી ભૂખ લાગી હોય, ત્યારે તે જ વખતે જીવનનો જે મહત્ત્વપૂર્ણ માર્ગ છે, સચ્ચાઈનો માર્ગ છે, સમાજ, રાષ્ટ્રના હિતનો માર્ગ છે, માનવમાત્રના કે પ્રાણીમાત્રના હિતનો માર્ગ છે, તે ઉપર ચાલવાનું શરૂ કરી દો. કોઈની રાહ ન જુઓ. ઢીલ ન કરો. તત્ક્ષણ નિર્ણય જ જીવન–નિર્માણનો એક મહત્ત્વપૂર્ણ આદર્શ છે, તે આપણી સામે છે, પરંતુ માણસો પ્રાયઃ કહ્યા કરે છે કે હમણા અવકાશ નથી. એ શું છે? એ હૃદયની નબળાઈ છે અને જેટલી શીઘ્ર બની શકે તેટલી શીઘ્ર તેને હૃદયમાંથી હઠાવીને ફેંકી દો. જે કાંઈ સત્કાર્ય કરવાનું છે તે યથાશીઘ્ર કરી લો. શાંતિ. શાંતિ.



# અહિંસા

અહિંસા માનવજાતિના ઊર્ધ્વમુખી વિરાટ ચિંતનનો સર્વોત્તમ વિકાસ છે. લૌકિક અને લોકોત્તર એ બન્ને મંગળ-જીવનનો મૂળ આધાર અહિંસા જ છે. વ્યક્તિથી પરિવાર, પરિવારથી સમાજ, સમાજથી રાષ્ટ્ર અને રાષ્ટ્રથી વિશ્વબંધુત્વનો જે વિકાસ થયો છે તેના મૂળમાં અહિંસાની પવિત્ર ભાવના જ કામ કરતી રહી છે.

માનવ-સભ્યતાના ઉચ્ચ આદર્શોનું યથાર્થ મૂલ્યાંકન તેમનામાં રહેલી અહિંસાથી જ થઈ શકે છે. હિંસા અને વિનાશ, અધિકાર લિપ્સા અને અસહિષ્ણુતા, સત્તાલોલુપતા અને સ્વાર્થાંધતા એ સર્વથી દુઃખી થઈ રહેલા સંસારમાં અહિંસા જ સર્વશ્રેષ્ઠ અમૃતમય વિશ્રામભૂમિ છે. ત્યાં પહોંચીને મનુષ્ય સુખ અને શાંતિનો ઊંડો શ્વાસ લઈ શકે છે. પોતાને અને બીજાને સમાન ધરાતળ ઉપર જોવા માટે અહિંસા રૂપી ચક્ષુની નિતાંત આવશ્યકતા છે. અહિંસા ન હોય તો મનુષ્ય પોતાને કે બીજાને ઓળખી શકતો નથી. પશુત્વથી ઊંચી ભૂમિકા ઉપર આવવા માટે અહિંસાનું આલંબન અનિવાર્ય છે.

માટે જ વિશ્વના સર્વ ધર્મોએ આખરે અહિંસાનો જ આશ્રય લીધો છે. મનુષ્યની ચારે બાજુએ પાર્થિવ જીવનની કિલ્લેબંધી પડેલી છે. તેને તોડી ઉચ્ચતમ આધ્યાત્મિક જીવનના નિર્માણ માટે અહિંસા સિવાય બીજો કોઈ માર્ગ નથી.

# અમારાં પ્રકાશનો

**જૈન સિદ્ધાંત માસિક પત્ર વાર્ષિક લવાજમ રૂા. ૫-૦-૦**

ચાલુ ગ્રાહકોને દર વર્ષે બે પુસ્તક ભેટ મળે છે.

## જૈન સિદ્ધાંત ગ્રંથમાળાનાં પુસ્તકો

| | છુટક કિંમત | ગ્રાહકોને ખાસ કિં |
|---|---|---|
| ૧. ધર્મમય જીવન | ૧-૪-૦ | ૧-૦-૦ |
| ૨. પ્રાતઃસ્મરણ ભાગ ૧ લો | ૩-૮-૦ | ૨-૦-૦ |
| ૩. પ્રાતઃસ્મરણ ભાગ ૨ જો | ૩-૮-૦ | ૨-૦-૦ |
| ૪. જૈન સૂત્રો, ઇતિહાસ અને સમીક્ષા | ૩-૮-૦ | ૨-૦-૦ |
| ૫ સામાયિક સૂત્ર. ભાગ ૧-૨-૩ સાથે | ૩-૮-૦ | ૩-૦-૦ |
| ૬. જૈન સિદ્ધાંત બોલસંગ્રહ ભાગ ૧ લો. | ખલાસ છે. | |
| ૭ પ્રતિક્રમણ સૂત્ર ભાગ ૧ લો | ૩-૮-૦ | ૧-૯-૦ |
| ૮. પ્રતિક્રમણ સૂત્ર ભાગ ૨ જો | ૩-૮-૦ | ૨-૦-૦ |
| ૯. સમાન હક (વાર્તા) | ૧-૦-૦ | ૨-૦-૦ |
| ૧૦. વીર વાણી ભાગ ૧ લો | ૩-૮-૦ | ૨-૦-૦ |
| ૧૧. જૈન સિદ્ધાંત બોલ સંગ્રહ ભાગ ૨ જો | ૨-૮-૦ | ૧-૮-૦ |
| ૧૨. અહિંસા દર્શન ભાગ ૧-૨ | ૩-૦-૦ | ૨-૦-૦ |
| ૧૩. જૈન સિદ્ધાંત બોલ સંગ્રહ ભાગ ૩ જો | ૨-૮-૦ | ૨-૦-૦ |
| ૧૪ માર્ગાનુસારીના પાંત્રીસ બોલ | ખલાસ છે. | |
| ૧૫. જૈન ધર્મ અને તેરાપંથ | ૦-૮-૦ | ૦-૬-૦ |
| ૧૬. સત્ય દર્શન | ૩-૦-૦ | ૨ ૦-૦ |
| ૧૭ અહિંસા દર્શન ભાગ ૩જો | ૨-૮-૦ | ૧-૮-૦ |

## હવે પછી બહાર પડનારાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧૮. સત્ય ધર્મ પ્રકાશ | ૪-૦-૦ | ૨-૦-૦ |
| ૧૯. વીરવાણી ભાગ ૨ જો | ૪-૦-૦ | ૨-૦-૦ |
| ૨૦. વિમળ બોધ | | |
| ૨૧. શ્રી મહાવીર ચરિત્ર | | |

**જૈન સિદ્ધાંત સભા (રજીસ્ટર્ડ)**

**૨૫૯, લેમિંગ્ટન રોડ, શાંતિસદન, મુંબઇ નં. ૭**